જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા–૮

# 'આવું કેમ સૂઝયું?'

## ટૉલસ્ટૉય

લિખિત વાર્તા

અનુવાદકઃ

વિશ્વનાથ મગનલાલ ભટ

નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

કિં. રૂ. ૦–૯–૦ સં. ૧૯૮૭

જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળાનાં

## બીજાં પુસ્તકો

| | | કિંમત |
| --- | --- | --- |
| જાતે મજૂરી કરનારાઓને | ( ટૉલસ્ટૉય ) | ૦—૩—૦ |
| ટૉલસ્ટૉય અને શિક્ષણ | ( કૌસબી ) | ૦—૮—૦ |
| કેળવણીના પાયા | ( મશરૂવાળા ) | ૧—૦—૦ |
| ત્યારે કરીશું શું ? ભાગ ૨ | ( ટૉલસ્ટૉય ) | ૧—૦—૦ |
| ખાદી નિબંધ | | ૧—૦—૦ |
| જીવનસિદ્ધિ | ( ટૉલસ્ટૉય ) | ૦—૯—૦ |
| જીવનશોધન ભાગ ૨ | ( મશરૂવાળા ) | ૦—૧૨—૦ |
| ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર | ( ગ્રેગ ) | ૦—૧૨—૦ |

# જીવનનો ચેપ

'આવું કેમ સૂઝ્યું?' એ ટૉલસ્ટૉયની ઉત્તરાવસ્થામાં લખેલી 'The Forged Coupon' નામની વાર્તાનો અનુવાદ છે. દીર્ઘ, સતત અને તીવ્ર મનોમંથનને પરિણામે ટૉલસ્ટૉયને જે નવો જન્મ અને નવું જીવન મળ્યું, જેને પરિણામે તેઓ અમીર મટી ગરીબનવાજ થયા, ભોક્તા મટી ત્યાગ તરફ વળ્યા, નરી કલાના ઉપાસક મટી માંગલ્યના ભક્ત બન્યા, તેની ઊંડી છાપ તેમની ઉત્તરાવસ્થાની સર્વ કૃતિઓ પર પડેલી છે. એ પરિવર્તન પછીની તેમની સાહિત્યસેવા બધી સત્યની સ્થાપનાને અર્થે જ થયેલી છે. આ સમયને વિષે બોલતાં તેમણે પોતે કહેલું છે, 'હું વસ્તુનો જ વિચાર કરું છું, શૈલી વિષે જરાયે દરકાર રાખતો નથી.' કલાને તેમણે ગૌણ માની, છતાં તેમની કલમમાં એવું અદ્‌ભુત જાદુ

હતું કે જે વસ્તુ પર તેમનો હાથ ફરતો તે કલામય બન્યા વિના રહેતી નહિ. ઉત્તરાવસ્થાનાં તેમનાં કેટલાંક નાટકો, નવલકથાઓ વગેરે કલાકૃતિના ઉત્તમ નમૂના ગણાયાં છે. 'આવું કેમ સૂઝયું ?' એ આ પ્રકારની એક ઉત્તમ નવલકથા છે.

'જીવનનો ચેપ' એ બે શબ્દોમાં આ આખી વાર્તાનું રહસ્ય આવી જાય છે. સત્કર્મથી મનુષ્ય ચડે છે, દુષ્કર્મથી પડે છે, એ સામાન્ય નીતિતત્ત્વ સૌ જાણે છે; જગતનાં સર્વ શાસ્ત્રો એને કર્મના અટળ નિયમ તરીકે ઓળખાવે છે. પણ દુષ્કર્મથી મનુષ્ય પોતાને પાડે છે તેની સાથે જ પોતાની આસપાસનાંને પણ પાડે છે, પોતે દુષ્ટ બની પોતાનું એકલાનું અહિત નથી કરતો, પણ દુષ્ટતાની દુર્ગંધ વાતાવરણમાં ફેલાવે છે, એ વ્યાપક તત્ત્વદર્શન ટૉલસ્ટૉયે આ વાર્તા દ્વારા કરાવ્યું છે. એક પિતાના એક જ ક્ષણના તોછડાપણાથી દીકરો વીફરે છે, અને છેતરપિંડીમાં ઊતરે છે, એમાંથી બીજા અનેક માણસો છેતરપિંડી કરતાં શીખે છે; એમાંથી જુદા-જુદા માણસો ચોર, દારૂબાજ અને લંપટ નીવડે છે, અને અંતે ખૂન, વેરઝેર અને કેદખાના સુધી પહોંચી જાય છે. તોછડાઈના એક જ શબ્દમાંથી, નાનીશી એક જ છેતરપિંડી-માંથી આવાં દૂરનાં અને વિષમ પરિણામો નીપજે છે, એ જે કલ્પનામાં આવવું મુશ્કેલ છે તે જ સત્ય આ વાર્તા વાંચતાં ભયાનક રીતે મન પર ઠસી જાય છે. પાણીમાં પથરો નાંખ્યો એટલે તરંગોનું કૂંડાળું મોટુંમોટું થતું જ જવાનું, તેમ કર્મનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ બીજ નાંખ્યું કે તેની અસર ક્યાંક તો થવાની જ, આપણે ધાર્યું પણ ન હોય એવી

જગાએ એમાંથી અંકુરો ફૂટવાના જ; એક પતનમાંથી અનેક પતનપરંપરા ઉત્પન્ન થવાની જ. એ શી રીતે બનતું હશે?

ટૉલસ્ટૉયે પોતાની એક બીજી નવલકથા 'Resurrection'માં પણ મનુષ્યના પતન અને ઉદ્ધારની મીમાંસા કરેલી છે: ઈશ્વરે સૌને આપેલી સ્વતંત્ર બુદ્ધિ—સ્વતંત્ર અંતરનાદને અનુસરીને માણસ ચાલવા માડે એટલે તેને મંથનો અને વિટંબણાઓ અતિશય ભોગવવાં પડે છે એ ખરું, પણ એ ઈશ્વરદત્ત બુદ્ધિ જ એને સન્માર્ગે દોરે છે. ઊલટું એ બુદ્ધિને કોરે મૂકી જ્યારે મનુષ્ય દરેક બાબતમાં રૂઢિબદ્ધ સમાજે નક્કી કરી રાખેલા અભિપ્રાયને અનુસરે છે ત્યારે તેનો માર્ગ અતિશય સરળ ને સુંવાળો થઈ જાય છે, છતાં ત્યાં જ તેનું પતન શરૂ થાય છે.

જગતમાં સાચને, ભલાઈને, પ્રામાણિકતાને સ્થાન છે, એટલું જ નહિ પણ એનો જ વિજય છે એ શ્રદ્ધા ઉપર જગતનો સદાચાર ટકી રહ્યો છે. એ મંગલ શ્રદ્ધા એ જ આસ્તિકતા છે. મનુષ્ય પોતાના સત્યાચરણના અને ભલાઈના વ્યવહારથી જગતની એ આસ્તિકતા જેટલી ટકાવે અને વધારે તેટલી તે જગતની સેવા કરે છે. માણસ પોતે જ્યારે સત્યનો ત્યાગ કરી લુચ્ચો બને છે ત્યારે તે અજાણતાં બીજાઓની આસ્તિકતાને આઘાત પહોંચાડે છે અને પોતાની દુષ્ટતાનો ચેપ બીજાને લગાડે છે. 'માણસમાત્ર સ્વભાવે સ્વાર્થી હોય છે, છેતરપિંડી અને કૂડકપટથી જ જગતમાં ફતેહ મળે છે, સદાચરણ અને દુરાચરણ એ ભેદ જ મિથ્યા છે,' એ જાતની નાસ્તિકતા કોઈ પણ વ્યક્તિના હૃદયમાં પેદા કરવી એ મહા-

પાતક છે. એ નાસ્તિકતાનો ફેલાવો એ જ પાપનો ફેલાવો છે. કર્મના અટળ કાયદા પરથી, ઈશ્વરના ન્યાયીપણા પરથી, સત્યના વિજય પરથી, મનુષ્યસ્વભાવના સારાપણા પરથી શ્રદ્ધા ઊઠી જવી એ મનુષ્યને માટે મરણ કરતાંયે મોટી સજા છે.

'પાપીની દશા' એ વાર્તામાં ટૉલ્સ્ટૉયે આ જ સનાતન સત્ય સચોટ રીતે બતાવેલું છે.

પાપમાં જો ફેલાવાની આટલી શક્તિ રહેલી હોય તો શું અંતે જગતમાં પાપનો જ વિજય થવાનો છે? શું જગત આખું પાપથી ઊભરાઈ જશે? એમાંથી ઊગરવાનો કશો ઉપાય નથી શું? આ નિરાશાને કારણ નથી એ પણ આપણી વાર્તા બતાવે છે. જેટલી શક્તિ દુષ્કર્મમાં છે તેટલી જ સત્કર્મમાં પણ છે. પાપ જેટલું ચેપી છે તેટલું જ પુણ્ય પણ છે. જેમ પાપના બીજમાંથી પાપનાં વૃક્ષ અને વન ઊગવાનો સંભવ છે, તેમ રાઈ જેવડી પુણ્યની ચિનગારીમાં વધતાં વધતાં પાપનાં મહાકાંતારોને બાળી નાખવાનું અખૂટ સામર્થ્ય રહેલું છે. કલ્યાણકૃતની દુર્ગતિ કદી થતી નથી એ ભગવદ્‌વચન જેટલું સાચું છે તેટલું નાનામાં નાનું એક પણ સત્કર્મ એળે જવાનું નથી, એની સુવાસ જગતમાં ફેલાયા વિના રહેવાની નથી, એ પણ સાચું છે. એ પણ ઈશ્વરનો જ કાયદો છે. દીવો પ્રગટ્યો અને પ્રકાશ નથી ફેલાયો એવું જગતમાં કદી બન્યું છે ખરું? અંધકારના થર ગમે તેટલા જૂના હોય, ગમે તેટલા ઘાડા હોય, છતાં પ્રકાશનું એક કિરણ એને ભેદી શકે છે. દુરાચાર ગમે તેટલો ઊંડો કે વ્યાપક હોય છતાં એક જ

સત્કર્મની પાતળી જ્યોત એને ભેદી જગતને અજવાળી શકે છે. પ્રેમના, ભલાઈના, આર્જવના એક જ દૃષ્ટિપાતમાં અસાધુના સાધુ કરવાનું, ખૂનીના સંત કરવાનું, ચોરના દાની બનાવવાનું, વિકરાળ વાઘવરુમાંથી સૌમ્ય ગૌમાતા બનાવવાનું, કાદવમાંથી કમળ પેદા કરવાનું સામર્થ્ય રહેલું છે. એ જ મનુષ્ય ઉપર ઈશ્વરની કૃપા છે. એના વિના મનુષ્ય આજે ક્યાં પડેલો હોત? આ આશાવાદ વિષે આસ્થા એ ઈશ્વર પરની આસ્થાથી જુદી નથી. એના પર જ આ જગતનો તાંતણો ટકી રહેલો છે.

આપણી આ વાર્તામાં આ શ્રદ્ધા એક પવિત્ર સાધ્વીના જીવનમાં પ્રગટ ગયેલી છે. તેના સરળ, શ્રદ્ધામય અને નિષ્પાપ જીવનથી તે કેટલાય માણસોને જીવનનો ખરો મર્મ બતાવી તેમના હૃદયનું પરિવર્તન કરાવે છે. પેલો ખૂની જ્યારે એનું ખૂન કરે છે ત્યારે દયાભરેલા દૃષ્ટિપાતથી તે તેને વીંધે છે, અને 'આવું કેમ સૂઝ્યું?' એ શબ્દોથી તેના આત્માને જાગૃત કરવા જાય છે. સાધ્વીનું આ મરણ સમયનું એક જ વાક્ય ખૂનીના હૃદયમાં ચોંટી જાય છે. ત્યાંથી જ વાર્તાનો રંગ બદલાય છે, ત્રાજવાનું પલ્લું ફરે છે, અને કળિયુગમાંથી સત્યયુગનો પ્રારંભ થાય છે. ખૂની પશ્ચાત્તાપ કરી નિર્મળ થાય છે, ચોરો ચોરી મૂકી દે છે, અને અંતે સૌને પોતાની ભૂલ સમજાય છે, સૌ સન્માર્ગે વળે છે.

આમ આ વાર્તામાં ટૉલસ્ટૉયે પતન અને આરોહણ બંનેનું દર્શન કરાવ્યું છે. $ક^3+ક^2ખ+કખ^2+ખ^3$ એ બૈજિક વાક્યમાં જેમ 'ક'નું પ્રમાણ ઘટતું જાય છે તેમ 'ખ'નું

વધતું જાય છે, તેમ આ વાર્તામાં પાપ ભલે પ્રારંભમાં વિજયી લાગે, પણ ધીમેધીમે જેમ પુણ્યનું બળ વધતું જાય છે તેમ પાપ ક્ષીણ થતું જાય છે, અને અંતે પુણ્ય જ અવશેષ રહે છે. જગતમાં પણ પાપ ધીરેધીરે ક્ષીણ થઈ પુણ્ય જ અવશેષ રહે એવો ધન્ય દિવસ ક્યારેક તો આવવાનો જ છે એ સાધુસંતોની અંતરની શ્રદ્ધા અહીં પ્રગટ થઈ છે. આ ક્રાંતિ 'પ્રવચનથી, બુદ્ધિની વિશાળતાથી, કે વિદ્વત્તાના પ્રચારથી' નથી થવાની, પણ હૃદયને પ્રેમમય કરવાથી, માનવપ્રેમને ખાતર તપસ્યા આચરવાથી, અને એ પ્રેમને જ જીવન અને મરણ દ્વારા મૂર્તિમંત કરવાથી થવાની છે, એ આ વાર્તાનો સંદેશ છે.

ટૉલસ્ટૉય સમર્થ કલાકાર છે એમ કહેવું એ એમની ભારે પ્રશંસા નથી. સમર્થ કલાકાર તો તે છે જ, પણ એમની પ્રતિભા માનવહૃદયના એમના વિવિધ અને ઊંડા દર્શનમાં, અને એમના દિવ્ય અને અદમ્ય આદર્શવાદમાં છે. મનુષ્યની હૃદયગુહાનાં જે ઊંડાણો અત્યાર સુધી અગમ્ય જણાયાં છે તેને આ ક્રાન્તદર્શી ઋષિ પોતાની ભેદક દૃષ્ટિથી અજબ રીતે શોધી કાઢે છે. પણ એ શોધ કેવળ કલાકૃતિને માટે કે કાવ્યાનંદને અર્થે નથી. ટૉલસ્ટૉયની ઉત્તરાવસ્થામાં કલાનું સ્થાન સત્યે લીધું છે, કાવ્યની સંક્રાન્તિ ઉચ્ચતર એવા કારુણ્યમાં થઈ છે. દુઃખી માનવજાતિ પ્રત્યે અનુકંપાથી ટપકતું આર્દ્ર હૃદય આપણને તેમની એકેએક કૃતિમાં જોવા મળે છે.

જીવનની કાળી બાજુનું દર્શન પણ ટૉલસ્ટૉયે એટલી જ નિર્દય અને ભયાનક રીતે કરાવેલું છે. સત્યના ભક્ત

અને આદર્શવાદી ટૉલસ્ટૉય પ્રત્યે યુરોપમાં બહુ થોડાની સહાનુભૂતિ છે એ ખરું, પણ યથાર્થદર્શી ટૉલસ્ટૉય પર અને એ યથાર્થદર્શનવાળી તેમની કૃતિઓ પર આખું યુરોપ વારી જાય છે. અમીરઉમરાવોના ભોગવિલાસ અને બેજવાબદાર આડંબરો સામે કંગાલ, દલિત, ભૂખે મરતા ખેડૂતોનાં પશુ કરતાં પણ ભૂંડાં જીવનો ટૉલસ્ટૉયની કૃતિઓમાં પ્રકાશ અને છાયાની પેઠે ચીતરાઈ ગયેલાં છે. રશિયન જીવનની એકેએક બદીને તેમણે તેના નગ્ન સ્વરૂપમાં ઉઘાડી પાડી છે. જીવનની મેલી બાજુનું યથાર્થદર્શન અને ચિત્રણ હમેશાં લાભકારક છે જ એમ નથી. નહિ તો ડિટેક્ટિવ નવલકથાઓ અને સિનેમાની ફીલમોએ જ સમાજના હિતકર્તાનું સ્થાન લીધું હોત. ટૉલસ્ટૉયનું યથાર્થદર્શન નગ્ન છતાં ઉચ્ચ ભૂમિકાએ રહીને કરેલું હોવાથી તે વિકારોનું પોષક કે પાપનું પ્રેરક નથી બનતું. એમના જેટલા જ સમર્થ યથાર્થદર્શી ટોમસ હાર્ડીએ કહેલું છે કે 'જો જગતમાં ચડવાનો રસ્તો હોય તો પતન કેટલું ઊંડું છે તેનું દર્શન આવશ્યક છે.' અંધકાર કેટલો ઘાડો છે તે જાણ્યા વિના અજવાળાની શી કદર? ટૉલસ્ટૉયનું યથાર્થદર્શન—સમાજના મેલનો ચિતાર—આ પ્રકાશની પૂજાને અર્થે છે, મનુષ્યનો આશાવાદ પોષવાને અર્થે છે, આટલા પાપપુંજને ભેદનાર અને સત્યને વિજય અપાવનાર જગતનો ત્રાતા કોઈ છે એ ધર્મશ્રદ્ધાના સ્થાપનને અર્થે છે, તેથી જ તે સાર્થક છે.

ટૉલસ્ટૉય સમગ્ર જીવનને હસ્તામલકવત્ જોઇ શકે છે, જીવનકાંતારમાં ગેંડાની પેઠે સ્વૈરવિહાર કરી શકે છે, જીવનની ખાણમાં પેસી રત્નો અને કચરો બધું બહાર કાઢી

બતાવે છે. સામાન્ય કલાકારો સાચા જીવનને સ્પર્શ કરતાં જ ડરે છે. એથી વધારે પ્રતિભાવાન હોય તે જીવનનું સૌંદર્ય અને કારુણ્ય બતાવી વાચકની ભાવનાઓને કોમળ બનાવે છે, કદીક આંસુ પણ પડાવે છે. પણ ટોલસ્ટોય એટલેથી અટકતા નથી. તે વાચકના હૃદયને થથરાવીને તેને અસ્વસ્થ કરી નાંખે છે, જીવનની જૂની જડો ઉખેડી નાંખે છે, અને પહેલાંનું સ્વસંતોષી સુખી જીવન અશક્ય કરી મૂકે છે. તેથી જ એક અંગ્રેજ ટીકાકારે તેમને 'ભયંકર' કહેલા છે. આવા 'ભયંકર' લોકોમાં જ સમાજનું પરિવર્તન કરાવવાનું સામર્થ્ય રહેલું છે. 'આવું કેમ સૂઝયું?' એ વાર્તા વાંચ્યા પછી વિચારશીલ વાચકને પોતાના જીવનનો નવેસર વિચાર કર્યા વિના ચાલે એમ નથી. 'તું જો ઈશ્વરની આજ્ઞા પ્રમાણે નહિ ચાલે તો જેમ તારી આંખ સામે ઈશ્વરે આ પ્રજાઓનો નાશ કર્યો તેમ તારા પણ ભુક્કા ઊડી જશે,' એ યહૂદી પેગંબરનો અભિશાપ, અને 'જો તું અહંકારથી મારું નહિ સાંભળે તો તારો નાશ થશે,' એ ગીતામાં ભગવાને મનુષ્યમાત્રને આપેલી ભીષણ ચેતવણી જેવી જ ગૂઢ ચેતવણી આ કથામાં ટોલસ્ટોયની આર્ષ વાણીએ આપેલી છે. એ ચેતવણીને હૃદયમાં રાખી સન્માર્ગે ચાલીએ તો ઈશ્વર આપણો બેલી છે, અને એણે બતાવેલા ધર્મમાર્ગે જ જગતનું ધારણ થવાનું છે, એ દિવ્ય શ્રદ્ધા પણ આ કથા આપે છે. એ ચેતવણી અને એ શ્રદ્ધા આપણા હૃદયમાં ઊતરો એવી પ્રાર્થના કરીએ.

આ વાર્તા ગુજરાતીમાં ઉતારી આપવા માટે આપણે શ્રી. વિશ્વનાથ ભટના આભારી છીએ. મૂળ વાર્તા રશિયન ભાષામાં છે તેના અંગ્રેજી અનુવાદ પરથી આ પુસ્તક તૈયાર

થયું છે. મૂળ અંગ્રેજી વાંચતાં જે રસ પડચો હતો તે જ આ અનુવાદ વાંચતાં હું મેળવી શક્યો છું, અને હું આશા રાખું છું કે વાચકો પણ આ ચોપડી વાંચતાં સ્વતંત્ર વાર્તા વાંચ્યાનો રસ અનુભવશે. ટોલસ્ટોયની શૈલીમાં જે સાદાઈ અને સોંસરાપણું છે તે અનુવાદમાં આણવાં મુશ્કેલ છતાં આ અનુવાદમાં આવ્યાં છે, તેને માટે વાચકો શ્રી વિશ્વનાથભાઈનો ઉપકાર માનશે એવી મારી ખાતરી છે.

**ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ**

देव होसी तरी आणिकांते करिसी
संदेह येविशीं करणें न लगे ।
दुष्ट होसी तरी आणिकांते करिसी
संदेह येविशीं करणें न लगे ।
तुका म्हणे जें दर्पणीं बिंबलें
तें तया बाणलें निश्चयेसीं ।

—तुकाराम

તું દેવ હઈશ તો બીજાને દેવ કરીશ; એ વિષે સંદેહ રાખવાની જરૂર નથી. તું દુષ્ટ હઈશ તો બીજાને દુષ્ટ કરીશ; એ વિષે પણ સંદેહ રાખવાની જરૂર નથી. તુકારામ કહે છે કે દર્પણમાં જે પ્રતિબિંબ પડ્યું તે એમાં ચોંટી જ ગયું સમજજે.

# પ્રથમ ખંડ

## ૧

ફેડોર મિહેલ સમકોની સ્થાનિક ઈન્કમટેક્સખાતાનો વડો હતો. એની પ્રામાણિકતા અડગ હતી અને તેનો એને ફાંકો પણ હતો. રગેરગ સુધારક હોઈ એની રસવૃત્તિ કરમાઈ ગઈ હતી, અને નાસ્તિક હોઈ ધર્મવૃત્તિમાત્રને એ જૂના જમાનાનો વહેમ ગણી ધિક્કારતો હતો. આજે ઘેર આવ્યો ત્યારે એ બહુ ધૂંધવાયેલો હતો, કારણકે પ્રાન્તના સૂબાએ એની પ્રામાણિકતા વિષે વહેમાઈ વિચિત્ર શેરો ઘસડી મારી એક તુમાર એના તરફ મોકલ્યો હતો. આથી ફેડોર મિહેલને ઘણું માઠું લાગ્યું અને તેનો એણે એકદમ તીખો જવાબ લખી નાંખ્યો. ઘેર આવીને જોયું તો ત્યાં પણ સઘળું ધાર્યા કરતાં અવળું નજરે પડ્યું.

પાંચમાં પાંચ કમ હતી અને એકદમ વાળુ કરવાનો એનો વિચાર હતો, પણ આવીને તપાસ કરી તો જણાયું કે વાળુને તો હજી વાર છે. એટલે ગુસ્સાથી બારણાં ભટકાવી એ પોતાના અભ્યાસખંડમાં પેઠો. ઘડીવાર થઈ ત્યાં તો કોઈએ

બારણું ઠોકયું. "કોણ મૂઉં છે?" એ મનમાં બબડ્યો; અને બૂમ મારી:

"કોણ છે?"

બારણું ઊઘડ્યું અને પંદર વરસના એક છોકરાએ પ્રવેશ કર્યો. એ ફેડોરનો દીકરો હતો અને સ્થાનિક શાળાના પાંચમા ધોરણમાં ભણતો હતો.

"શું કામ છે?"

"બાપાજી, આજે પહેલી તારીખ થઈ."

"ઠીક, તારે પૈસા જોઈએ છેને?"

બાપે દીકરાને માસિક ત્રણ રૂબલ* ખિસ્સાખરચીના આપવા એવી ગોઠવણ હતી. ફેડોરે ડોળા કાઢ્યા અને ખિસ્સામાં બે રૂબલ પચાસ કોપેકનું એક કૂપન (હૂંડી) હતું તે લઈ બીજા પચાસ કોપેક છૂટા તેમાં ઉમેરી તેને આપવા માંડ્યા. પણ છોકરો તો ટગરટગર જોતો ઊભો રહ્યો; આપવા માંડેલા પૈસાને એણે હાથ લગાડ્યો નહિ.

"બાપાજી, મને થોડા વધુ પૈસા આગળવા આપો."

"શું...?"

"હું માગત નહિ, પણ મેં મારા ભાઈબંધ પાસેથી થોડા પૈસા ઉછીના લીધા છે અને તે ભરી દેવાનું વચન આપ્યું છે. મને મારી શાખ વહાલી છે અને તેથી થોડી વધુ રકમ તમારી પાસે માગું છું. તમારી આગળ માગવું મને ગમતું નથી; પણ, બાપસાબ, આ વખતે મહેર કરીને બીજા ત્રણ રૂબલ આપો.

*રૂબલ–લગભગ પોણા બે રૂપિયા જેટલી કિંમતનો રશિયન સિક્કો; સો કોપેકનો એક રૂબલ.

"તને કેટલીવાર કહ્યું—"

"બાપુ, મને ખબર છે; પણ હવે એક જ વાર."

"ત્રણ રૂબલ બાંધી આપ્યા એટલાથી ધરાતો નથી? તારી ઉમ્મરે અમને કોઈ પચાસ કોપેક ન આપતું."

"પણ હવે તો મારી હારના બધાને ઘણું વધારે મળે છે. પેટ્રાવ અને ઇવાનિસ્કીને મહિને પચાસ રૂબલ આપે છે."

"પણ એ બધાનો વાદ કરીશ તો તો તું વંઠી જવાનો એ ધ્યાનમાં રાખજે."

"શું ધ્યાનમાં રાખું? તમને મારી હાલતનો કદી ખ્યાલ તો નથી આવતો. આ પૈસા નહિ આપું તો મારી આબરૂ જવાની એ ખબર છે? અહીં બેઠાબેઠા બધું બોલવાનું સૂઝે છે!"

"નીકળ બહાર, બેવકૂફ! જા અહીંથી!"

ફેડોર ખુરશીમાંથી ઊછળ્યો અને છોકરા ઉપર તૂટી પડ્યો. "ચાલ્યો જા!" એણે બરાડો પાડ્યો. "તમને બધા છોકરાઓને તો મેથીપાક જ આપવો જોઈએ."

છોકરો તો આથી હેબતાઈ ગયો. એને ભય અને ખેદ સાથેસાથે થયાં; ભય કરતાં પણ ખેદ વિશેષ થયો. માથું ઊંધું નાંખીને એ એકદમ બારણા ભણી વળ્યો. એને મારવાનો ફેડોરને વિચાર નહોતો, પણ આ રીતે પોતાનો ગુસ્સો ખાલી કરવાથી તેને નિરાંત થઈ. છોકરે બહાર નીકળી કમાડ વાસ્યું ત્યાંસુધી તેણે બૂમો અને ગાળોની ઝડી ચાલુ રાખી.

નોકરડી વાળુને માટે બોલાવવા આવી એટલે ફેડોર ઊઠ્યો.

"આવી અત્યારે!" તેણે કહ્યું. "હવે ખાવાની રુચિ પણ ક્યાં રહી છે?"

ચીડિયું મોં કરી એ જમવા ગયો. જમતી વખતે એની પત્નીએ કંઈક વાત કાઢી, પણ તેનો એણે એવો ટૂંકો અને મિજાજભર્યો ઉત્તર આપ્યો કે તે તો બિચારી સડક જ થઈ ગઇ. છોકરાએ પણ ભાણા ઉપરથી નજર ખસેડી નહિ, અને બધો વખત ચૂપ જ રહ્યો. વાળુ પૂરું કરી હરફ સરખો ઉચ્ચાર્યા વિના ત્રણે જણ પોતપોતાને કામે વળગ્યાં.

જમી રહીને છોકરો પોતાની ઓરડીમાં ગયો, બાપે આપેલ કૂપન અને પૈસા ખિસ્સામાંથી બહાર કાઢ્યાં, અને પૈસા ટેબલ ઉપર અફાળ્યા. પછી કપડાં પહેરી એ ભણવા બેઠો, અને વળી ગયેલાં પાનાંવાળી ચોપડીમાંથી લૅટિન વ્યાકરણ શીખવા લાગ્યો. ઘડી પછી એ ઊઠ્યો, બારણાની સાંકળ ચડાવી, પૈસા ટેબલના ખાનામાં હલમલાવ્યા, અને કાગળમાં રૂ ભરી તેની બીડી બનાવી ધુમાડા કાઢવા લાગ્યો.

વ્યાકરણ અને બીજા પાઠ પાછળ એણે બે કલાક ગાળ્યા, પણ આંખ દેખતી હતી તેમાંનો એક શબ્દ પણ એનું મન સમજ્યું નહિ. પછી એણે ઓરડીમાં પગ પછાડતાં પછાડતાં આમતેમ ફરવા માંડ્યું, અને બાપે કહ્યું હતું તે બધું તાજું કરવા માંડ્યું. બાપનો તુમાખી ચહેરો અને તેની ગાળો જાણે ફરીથી જોતો સાંભળતો હોય એમ એની આંખ આગળ તરવરવા લાગ્યાં. "બેવકૂફ! તને તો સારી પેઠે મેથીપાક આપવો જોઈએ!"—સ્મૃતિપ્રદેશમાં એને સંભળાયું. આ પ્રસંગ ઉપર જેમજેમ વિચાર કરતો ગયો તેમતેમ એનો ક્રોધ વધતો ચાલ્યો એને વળી બાપના શબ્દ યાદ આવ્યાઃ "નક્કી તું વંઠી જવાનો. આમ

ને આમ તું છેતરપિંડી શીખવાનો . . . . .” “બાપા અત્યારે રોફ મારે છે, પણ પોતે નાના હતા એ દહાડા તો ભૂલી જ ગયા! ભલા, મેં એવો કયો મોટો ગુનો કરી નાંખ્યો છે કે મને આમ દબડાવે છે? મારે નાટક જોવા જવું હતું, અને પૈસા નહોતા, એટલે પેટિયા ઓચેટ્રસ્કી પાસેથી થોડા લીધા. એમા શું મોટું પાપ કરી નાખ્યું? બીજો બાપ હોય તો છોકરાની એવી હાલત થયેલી જોઈને દિલગીર થાય; પાસે બેસાડીને બધી હકીકત પૂછે; અને આ તો એકદમ ભાંડવા જ માંડે છે. જાત સિવાય બીજા કોઈનો એને કદી વિચાર જ આવતો નથી. પોતાને કંઈક જોઈતું હોય અને તે હાજર ન હોય તો—અરે, પોતાની વાત જ ન્યારી. એ વખતે બૂમાબૂમ પાડીને આખા ઘરમાં ઉથલપાથલ કરી નાંખે. અને મારી વખતે કહે છે હું વંઠેલો, ઠગારો! એ મારા બાપ છે, પણ મને એના ઉપર હેતનો છાંટો સરખો રહ્યો નથી. ભલે ખોટું ગણાય, પણ હું તો એને ધિક્કારું છું.”

બારણું ખખડ્યું. એના મિત્રનો સંદેશો લઈને કોઈ નોકર આવ્યો. “જવાબ માગે છે,” નોકરે કહ્યું.

પત્રમાં લખેલું: “આ ત્રીજીવાર ઉઘરાણી કરું છું, ઉછીના લીધેલા છ રૂબલ આપી દે. તું સંતાતો ફરે છે, પણ એ દાનસ્તાઈની રીત નથી. હું પોતે ભારે ભીડમાં આવી પડ્યો છું. મારા નોકર સાથે એ રકમ કૃપા કરીને મોકલી આપે છે? એટલા પૈસા ક્યાંયથી નહિ મેળવી શકે?— પૈસા મોકલ કે નહિ, ખાર રાખ કે વહાલ, તોપણ તારો,

ઓચેટ્રસ્કી.”

"આવી પહોંચ્યો! કેવો મખ્ખીચૂસ! થોડીવાર પણ થોભાયું નહિ? ચાલ, હું બીજો પ્રયાસ કરી જોઉં."

મિટિયા મા પાસે ગયો. તે એનું છેલ્લું શરણ હતું. મા બહુ ભલી હતી, અને ભાગ્યે જ કોઈવાર દીકરાને પાછો ઠેલતી. આજની ભીડ વખતે પણ તે મદદ કરત, પણ આજે તે ભારે મૂંઝવણમાં હતી; તેનો બે વરસનો દીકરો પેટિયા આજે માંદો પડ્યો હતો. એટલે મિટિયા ધબધબ કરતો ઓરડામાં આવ્યો એથી તે ગુસ્સે થઈ અને એની વાત પૂરીપાધરી સાંભળ્યા વિના જ નન્નો ભણી. મિટિયા મનમાં જરા બબડ્યો અને પાછા ફરવાની તૈયારી કરી. માને આથી લાગી આવ્યું અને તે બોલી, "ઊભો રહે, મિટિયા, તું માગે છે તેટલા પૈસા અત્યારે તો નથી, પણ કાલે મેળવી રાખીશ."

પણ મિટિયાનો પિત્તો હજુ એના પિતા સામે ઊછળેલો જ હતો. "મારે આજે જ ખપ હોય ને તમે કાલે આપો એથી શો દહાડો વળે? વારુ, મારે બીજું કંઈ કહેવું નથી. હું મારા ભાઈબંધ પાસે જાઉં છું."

કમાડ અફળાવતો એ બહાર નીકળ્યો. "મારી પાસે હવે બીજું કંઈ રહ્યું નથી. મારી ઘડિયાળ ગીરો મૂકવાનું એ કહેશે," ખિસ્સામાં ઘડિયાળને ઠેકાણે હાથ ફેરવતાં એને વિચાર આવ્યો.

મિટિયા પોતાની ઓરડીમાં ગયો, ખાનામાંથી કૂપન અને ઘડિયાળ લીધાં, ડગલો પહેર્યો અને મહિન પાસે ગયો.

## ૨

મહિન એની જ નિશાળમાં ભણતો હતો, પણ એનાથી આગળ હતો, અને મુચ્છાળો જુવાન હતો. તે જુગાર ખેલતો, વિશાળ રમણીવર્ગમાં મહાલતો, અને નગદ નાણા વિના કદી બહાર પગ મૂકતો નહિ. તે કાકી ભેગો રહેતો. મહિન સારું માણસ નથી એ મિટિયાની જાણ બહાર નહોતું, પણ તેની સોબતમાં હોય ત્યારે તેની મરજી પ્રમાણે કર્યા વિના એને ચાલતું નહિ. મિટિયા આવ્યો ત્યારે મહિન ઘરમાં હતો, અને નાટકશાળા તરફ જવાની તૈયારી કરી રહ્યો હતો. એના અસ્તવ્યસ્ત ઓરડામાં સાબુ અને કોલનવૉટરની વાસ આવતી હતી.

મિટિયાએ પોતાની મુશ્કેલીની વાત કરી, પાસેનું કૂપન અને પચાસ કોપેક બતાવ્યાં, અને હજુ બીજા નવ રૂબલ ખૂટે છે એમ જણાવ્યું. એટલે મહિન બોલ્યો: "બેટા મિટિયા, એ તો ત્રાસ કહેવાય. ઘડિયાળ ગીરો મૂકવી હોય તો મારી કંઈ ના નથી, પણ એ કરતાં એક બીજો સરસ રસ્તો બતાવું." આંખ મારીને તેણે કહ્યું.

"કયો ?"

"અરે, સાવ સહેલો," મહિને કૂપન પોતાના હાથમાં લીધું. "૨.૫૦ છે એની આગળ એક લખી દઈએ એટલે ૧૨.૫૦ થઈ જાય."

"પણ એવાં કૂપન ચાલે ?"

"ચોક્કસ, વળી. મેં એવું એક વટાવ્યું હતું."

"ખરેખર?"

"હા, બોલ, છે મરજી?" હાથમાં કલમ લઈને અને ડાબા હાથની આંગળીઓ કૂપન ઉપર ફેરવતાં ફેરવતાં મહિને પૂછ્યું.

"પણ એ તો ગેરવાજબી ગણાય."

"બોધો!"

"હા, બોઘોરતો," મિટિયાને વિચાર આવ્યો, અને ફરી પાછાં એના બાપનાં વેણ એને યાદ આવ્યાં. "'વંઠેલો!' લો, ખાતા જાઓ, તમે મને વંઠેલો કહ્યો તે હું વંઠેલો જ થાઉં છું." તેણે મહિન સામે જોયું તો તે નિરાંતે હસતો હસતો એના તરફ જોઈ રહ્યો હતો.

"કાં?"

"ઠીક ત્યારે. મને વાંધો નથી."

મહિને સફાઈથી ૨.૫૦ની પૂર્વે એકડો લખી નાંખ્યો.

"હવે ચાલો આપણે સામી બાજુની દુકાન ઉપર જઈએ. ત્યાં છબીનો સામાન વેચાય છે, ને મારે તાકડે એક ફ્રેઈમ (છબીનું ઘરું) લેવી છે—જો, આ સુન્દરીને માટે." તેણે ખિસ્સામાંથી એક ફોટો કાઢ્યો—અણિયાળી આંખો, સુન્દર વેણી, અને ભરાવદાર ઘાટીલું મોં—એવી એક યુવતીની એ છબી હતી.

"કાં, સુન્દર છેને?"

"હા, હા......જરૂર......"

"વારુ, ચાલ આપણે જઈએ."

મહિને કોટ પહેરી લીધો, અને બન્ને ઘર બહાર નીકળ્યા.

# ૩

બન્ને છોકરા બારણે ઘંટડી વગાડી સૂની દુકાનમાં પેઠા. દુકાનની ભીંતોએ છબીઓની સામગ્રી છાજલી પર પડી હતી. અંદરના દ્વારમાંથી એક સાદી માયાળુ ચહેરાની બાઈએ આવી "શું જોઈએ છે?" એમ પૂછ્યું.

"એક ફક્કડ ફ્રેઈમ."

"કેટલી કિંમતની?" બાઇએ પૂછ્યું. એણે જાડી આંગળીઓ વડે જુદાજુદા કદની ફ્રેઈમો કાઢીને બતાવવા માંડી.

"આ દરેક પચાચ કોપેકની છે; આ જરા ભારે છે. એક ફ્રેઈમ બહુ મજાની છે, તદ્દન નવી જ ફેશનની. કિંમત એક રૂબલ વીસ કોપેક."

"ઠીક, મારે આ જ જોઈએ છે. પણ કિંમત કંઈ ઓછી નહિ કરો? એક રૂબલે આપો."

"અમારી દુકાનમાં રકઝકની વાત નહિ," દુકાનવાળીએ રુઆબભેર કહ્યું.

"સારું, ત્યારે હું રાખી લઉં છું," મહિને કહ્યું, અને કૂપન ગલ્લા ઉપર ધર્યું. "ફ્રેઈમ વીંટી આપો અને બાકીની રકમ પાછી આપો. પણ જરા ઉતાવળે, હોં. અમારે પાછું નાટકશાળામાં જવું છે, અને મોડું થવા માંડયું છે."

"હજુ તો ઘણો વખત છે," નજર ટૂંકી હોવાથી બારીકાઇથી કૂપન તપાસતાં તપાસતાં દુકાનવાળીએ કહ્યું.

"આ ફ્રેમમાં પેલો ફોટો સરસ લાગશે, નહિ ?" મિટિયા તરફ વળી મહિને કહ્યું.

"તમારી પાસે છૂટા પૈસા નથી ?" બાઈએ પૂછયું.

"ના. મારા બાપાએ તે જ આપ્યું છે, એટલે મારે તે વટાવવાનું છે."

"પણ જરૂર એક રૂબલ અને વીસ કોપેક તો નીકળશે." મારી પાસે રોકડા તો ફક્ત પચાસ કોપેક છે. પણ તમને વાંધો શો છે ? અમે તમને છેતરવા આવ્યા છીએ અને બનાવટી નાણું આપીએ છીએ એમ તો નથી ધારતાને ?"

"ના રે; એવું કંઈ નથી"

"હરકત નહિ, લાવો તે પાછું. હું બીજે કહીંક વટાવી લઈશ."

"શું પાછું આપવાનું છે ? અગિયાર ઉપર કંઈક, ખરું ને ?"

એણે હિસાબ કર્યો, મેજ ઉઘાડયું, દસ રૂબલની નોટ કાઢી, અને બાકીનું પરચૂરણ આપ્યું.

"જરા ફ્રેમ પડીકામાં બાંધી આપો," જરાય ઉદ્દકકા વિના ધારેથી પૈસા લેતાંલેતાં મહિને કહ્યું.

"હા જી." તેણે પડીકું વાળી ઉપર દોરા બાંધી આપ્યા.

પાછળથી ડારઘંટ વાગ્યો અને ફરી પાછા તેઓ રસ્તા ઉપર આવ્યા ત્યારે જ મિટિયાએ છુટકારાનો દમ ખેંચ્યો.

"આ દસ રૂબલ તારા, બાકીના મને આપ. હું તને પછી આપી દઈશ."

મહિન નાટકશાળા તરફ ઊપડી ગયો, અને મિટિયા ઉછીના લીધેલા પૈસા પાછા આપવા ગ્રોચેરકી પાસે ગયો.

## ૪

પેલા છોકરા ગયા પછી કલાકેક બાદ દુકાનધણી યુજીન મિહિલે ઘેર આવ્યો, અને વકરો તપાસવા લાગ્યો.

"ઓય અક્કલની બારદાન! સાવ મીઠા વિનાની," પેલું કૂપન જોઈને અને એમાંનું તરકટ કળી જઈને પોતાની બૈરીને બોલાવી એણે બૂમો પાડવા માંડી.

"પણ યુજીન, મેં ઘણીવાર જોયું છે, તમે પોતે જ કૂપન ક્યાં નથી શિકારતા?—અને તે પણ બરાબર બાર રૂબલનાં જ," ઝંખવાણી પડી જઈને ખિન્ન હૃદયે એની વહુએ જવાબ આપ્યો. તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં હતાં. "મને એ લોકો કેમ છેતરી ગયા એ જ સમજાતું નથી," તેણે બોલવા માંડ્યું. "બન્ને નિશાળિયા હતા. એક તો કેવો રૂપાળો! એવા ફિરસ્તા જેવા છોકરામાંયે કળજગ આવી લાગ્યો!"

"કપાળ તારું ફિરસ્તા જેવો! તું છે જ એવી," પૈસા ગણતાં ગણતાં તે બબડતો ગયો. "મારા હાથમાં કૂપન આવે ત્યારે હું એમાં લખ્યું હોય તે બરાબર તપાસું

છું. તું તો ડાચું વકાસીને છોકરાના રૂપાળા મોઢા સામે જોઈ રહેતી હઈશ. ઘરડી આખી થઈને હવે તો કંઈક ઢંગમાં રહેતાં શીખ."

હવે હદ થઈ. એની વહુથી આ સંખાયું નહિ. તે એકદમ તપી ગઈ.

"તમે ભાયડાઓ છો જ એવા. બીજા બધાનો વાંક કાઢવો, પણ પોતે પાનાં ઉપર ચોપન રૂબલ ખોઈ આવે એનો તો કંઈ હિસાબ જ નહિ."

"એ જુદી વાત છે."

"તમારી જોડે કોણ બોલે છે?" કહી સ્ત્રી પોતાના ઓરડામાં ચાલી ગઈ. ત્યાં વર્તમાન દુઃખનો પ્રેર્યો ભૂતકાળ આવીને એની આગળ ખડો થયો. ધણીનો સામાજિક દરજ્જો એના કરતાં ઘણો ઊતરતો હતો, તેથી એનાં પિયરિયાં તેની સાથે લગ્ન કરવાની વિરુદ્ધ હતાં, અને ફક્ત પોતાના આગ્રહને લીધે જ એ લગ્ન થયેલ એ વાત એને અત્યારે યાદ આવી. વળી પોતાનું બાળક ગુજરી ગયેલું તે પ્રસંગ એને સાંભરી આવ્યો, અને બાળકના અવસાનની બાબતમાં પતિએ કેવી બેપરવાઈ બતાવેલી તે એને તાજું થયું. આ વખતે એને તેના તરફ સખત ધિક્કાર છૂટયો અને તે મરી જાય તો છૂટું એવો વિચાર આવ્યો. તોપણ આ મરણના તરંગથી એ ભડકી, અને ઝડપથી કપડાં પહેરી ઘર બહાર નીકળી પડી. યુજીન જ્યારે ઘરમાં આવ્યો ત્યારે એને તેણે દીઠી નહિ. એમના કોઈ સ્નેહીએ તે સાંજે એક મિજલસ બોલાવી હતી, અને પતિની રાહ જોયા વિના એકલી ત્યાં એ ચાલી ગઈ હતી.

# ૫

મિજલસના મહેમાનોને ચાપૂરી આપવામાં આવ્યાં અને પછી તેઓ જુદાંજુદાં ટેબલો પાસે પાને રમવા બેઠાં.

ગૃહપતિ પોતે, એક અમલદાર, અને એક સંગીતશાળા ચલાવતી ઘરડી બોથડ ડોસી—એટલાં યુજીન મિહિલેની પત્નીનાં બેરુ હતાં; ડોશી ગંજીફાની રસિયણ હતી અને એને રમતાં પણ સારું આવડતું. પણ આજે તો વારેવારે યુજીનની વહુની જ જીત થતી હતી. હરવખત સૌથી સારાં પાનાં તેના જ હાથમાં આવતાં હતાં. તેની બાજુમાં દ્રાક્ષ અને જામફળની એક રકાબી પડી હતી અને તે અત્યારે ભારે ઉલ્લાસમાં હતી.

"પણ યુજીન મિહિલે ક્યાં? આજે કેમ એને આટલું બધું અસૂર થયું?" બીજા ટેબલ પર રમતાં રમતાં ગૃહપત્નીએ પૂછયું.

"હિસાબ કરતાં વાર થઇ હશે," યુજીનની સ્ત્રીએ કહ્યું. "એમને વેપારીઓનો ચુકાદો કરવાનો છે અને ઘણાં

લેવાનાં છે." ધણી સાથેનો કજિયો એના મનમાં તાજો થયો એટલે એણે ભવાં ચડાવ્યાં, અને ગુસ્સાથી એના હાથ કંપવા લાગ્યા.

"અરે, આ આવ્યા—યુજીન, આવરદા તો સો વરસની છે, હોં. આ તમને જ સંભારીએ છીએ," યુજીન એ જ ક્ષણે આવ્યો એટલે ગૃહપત્નીએ તેને કહ્યું. "કેમ આટલું બધું મોડું?"

"જરા કામ હતું," યુજીને લહેરી અવાજે કહ્યું. અને તેની પત્ની નવાઈ પામે એવી રીતે તેની પાસે આવીને બોલ્યો:

"સાંભળ્યું? પેલું કૂપન મેં એક જણને વળગાડી દીધું."

"ના, ના, સાચે?"

"ત્યારે? એક ખેડૂત પાસેથી ઈંધણાંનું ગાડું લીધું તેના દામમાં એ આપી દીધું."

પછી, એ નફટ નિશાળિયા પોતાની બૈરીને કેવી છેતરી ગયા એની વાત ત્યાં બેઠેલાં બધાંને એણે રોષપૂર્વક કહી સંભળાવી. એની પત્ની પણ એ વૃત્તાંતમાં ભળી અને થોડી થોડી વિગતો ઉમેરતી ગઈ.

"ચાલો, હવે બાજી સંભાળીએ," પોતાનો વારો આવ્યો એટલે એક ટેબલ પાસે એ બેઠો અને પાનાં ટીપવા લાગ્યો.

# ૬

યુજીન મિલિલેએ ઇવાન મિરોનો પાસેથી કાઢી લીધી તેના પૈસા આપતાં પેલું કૂપન ખરેખર એ ખેડુતને માથે ઓઢાડી દીધું હતું. ઇવાન મિરોનો પાસે સત્તર રૂબલ હતા તેનાથી એણે વેપાર આદર્યો હતો. એ વેપારમાંથી બીજા આઠ રૂબલ કૂટી કાઢવાની એની દાનત હતી. પછી પચીસ રૂબલ થાય એટલે એક સારો લઠ્ઠ ઘોડો લેવા એ ધારતો હતો. કેમકે આવતી વસન્તમાં ખેતી કરવા અને ભાર ભરવા એને ઘોડાની જરૂર હતી, અને એનો જૂનો ઘોડો હવે છેક ઊતરી ગયો હતો.

લાતીમાંથી એક કોર્ડ* લાકડું લઈ તેના પાંચ ભાગ પાડી ગાડીમાં ભરી શહેરમાં ફરવું, ને પા કોર્ડને ભાવે તે ગાડી વેચવી એ ઇવાનનો વેપાર હતો. આજના દુર્ભાગી દિવસે અડધી ગાડી કાઢી એ વહાણામાં લઈ આવ્યો હતો, અને તે તરત ખપી ગઈ હતી. પછી ફરી પાછી એક ગાડી ભરીને વેચવા નીકળ્યો, પણ કોઈ ઘરાક થયું

* કોર્ડ=૧૨૮ ઘનફૂટ

નહિ. કમનસીબે આજે એને બધા અનુભવી શહેરીઓ જ મળ્યા. એ લોકો ઈંધણા વેચનાર ખેડૂતોના પ્રપંચને પામી ગયા હતા એટલે ગામડાની કાઠીને નામે શહેરનું લાકડું વેચનારા ખેડૂતો પરથી તેમનો વિશ્વાસ ઊઠી ગયો હતો. છવાનને ભૂખ લાગી, અને ડગલો ચાંથરેહાલ હતો તેથી ટાઢ પણ વાવા માંડી. સાંજ પડી એટલે પારો શૂન્યથી પણ નીચે ઊતર્યો હતો. ઘોડો ખાટકીને ત્યાં વેચી નાંખવો હતો એટલે તેના ઉપર વિતાડવામાં એણે કંઈ બાકી રાખ્યું નહોતું, તેથી એ પણ અત્યારે ડગલું દઈ શકે એમ નહોતો. આથી બીડીવાળાની દુકાનેથી ઘેર જતો યુજીન એને સામે મળ્યો ત્યારે ખોટ ખાઈને પણ ઈંધિણાં વેચી મારવાને છવાન તૈયાર થયો.

"શેઠ સા'બ, આ કાઠીની ગાડી રાખી લો. સોંઘામાં આલી દઈશ. ઘોડો લોથ થઈ ગયો છે, એટલે આઘું જવાય એમ નથી."

"ક્યાંથી આવે છે?"

"ગામડેથી, શેઠજી. આ કાઠી અમારા ગામની જ છે. સારી, સૂકલ બંગડી જેવી છે."

"સારી! અમે તમારા કામા નહિ જાણતા હઈએ? ઠીક, શું લેવું છે?"

છવાને પહેલાં તો આકરી કિંમત માગી, પણ પછી ઝપાટાબંધ ઊતરવા માંડ્યો, અને છેવટે મૂળગી કિંમતે સાટું કર્યું.

"તમને રાજી રાખવા સારુ જ ઓછે મૂલે આલું છું, હોં. વળી તમારું ઘર પણ નજીક છે એટલું સારું છે," એણે કહ્યું.

યુજીને પણ બહુ તાણખેંચ કરી નહિ. થોડા વધુ પૈસા આપવા પડે તોપણ એને વાંધો નહોતો, કારણકે જેમતેમ કરીને એને પેલા કૂપનમાંથી છૂટવું હતું. અને અહીં તે સરકાવી દેવાશે તેની એને ખાતરી હતી. ઘોડો ચાલી શક્યો નહિ તેથી ઇવાન મિરોનોને પોતાને ધૂંસરી ખેંચવી પડી અને મહામુસીબતે એ ગાડી આંગણામાં આણી શક્યો. આખી ગાડી ખાલી કરીને બધા ફાચરા દાળિયામાં ગોઠવી પણ એને જાતે જ દેવા પડ્યા, કારણકે પગી બહાર ગયો હતો. કૂપન લેવાની ઇવાને પ્રથમ તો ના પાડી, પણ યુજીને હઠ કરી અને એ બહુ મોટો માણસ જણાયો એટલે આખરે એ ખેડૂતે તે લીધું.

પાછલા દાદરથી એ ચાકરોની ઓરડીમાં ગયો, મૂર્તિને પગે પડ્યો, દાઢીએ બરફની કણીઓ વળગી હતી તે ખંખેરી નાખી ડગલો સરખો કર્યો, અને ખિસ્સામાંથી ચામડાનું પાકીટ લઈ આઠ રૂબલ પચાસ કોપેક તેમાંથી યુજીનને પાછા આપ્યા. પછી કૂપનની સાચવીને ઘડી વાળી પાકીટમાં તે મૂકી દીધું, અને શેઠને રામ રામ કરી તે ગાડીમાં બેઠો. ટાઢથી લાકડું બની ગયેલા ઘોડાને ચાબૂકના દાંડાથી ઠફણાવી પીઠા ભણી એણે હંકાર્યું.

પીઠામાં આવી એણે આઠ કોપેક આપી ચા અને દારૂ મંગાવ્યાં. ચા પીધા પછી શરીરમાં ગરમી આવી એટલે શાતા વળી. પછી લહેરમાં આવી જઈ પડખે બેઠેલા પગી સાથે વાતે વળગ્યો. ઘડીકવારમાં તો એ ઊઘડ્યો અને પોતાના જીવનની બધી હકીકત તેને કહેવા માંડી. શહેરથી છ કોસ દૂર વાસિલીપરું નામે ગામડું છે, ત્યાંથી આવું છું,

કુટુંબના વારસાની જમીન મળી છે, બાપ અને ભાઈઓથી જુદું ઘર માંડયું છે, ઘેર બૈરી અને બે છોકરાં છે, મોટો દીકરો ભણે છે એટલે ખેતીમાં કામ આવતો નથી, આવતી ગુજરીમાં જઈને સારા ઘોડાની તપાસ કરી મળે તો લેવો છે, અત્યારે લગભગ પચીસ રૂપલ ખિસ્સામાં છે—પચીસમાં ફક્ત એક ઓછો છે અને એમાંથી અર્ધ રકમનું તો કૂપન છે—એ બધી વાત એણે માંડીમાંડીને કહી પછી પોતાના નવા દોસ્તને દેખાડવા કૂપન પાકીટમાંથી કાઢયું. પગી હતો તો અભણ, પણ એણે કહ્યું કે એવાં કૂપનો વટાવવાને ભાડૂતો ઘણીવાર પોતાને આપે છે અને એમાં કંઈ વાંધા જેવું હોતું નથી. છતાં કોઈવાર બનાવટી કૂપન પણ આવી જાય એટલે સલામતી ખાતર તે કૂપન તરત વટાવી લેવાની એ ખેડૂતને એણે સલાહ આપી. છવાને કૂપન પીઠાના નોકરને આપ્યું અને બાકીના પૈસા પાછા માગ્યા. નોકર પૈસા તો ન લાવ્યો, પણ શેઠને તેડી લાવ્યો. શેઠને માથે તાલ હતી, અને ચહેરો ઝગારા મારતો હતો. ચરબીથી સૂજી ગયેલા હાથમાં એણે કૂપન રાખ્યું હતું.

"આ કૂપન ચાલે એવું નથી," કહીને એણે કૂપન દેખાડ્યું, પણ તે પાછું આપવાની એની દાનત નહોતી.

"કૂપન બરાબર હોવું જોઈએ. તમ જેવા દાનસ્તા શેઠે મને આપ્યું છે."

"અલ્યા, કહ્યું નહિ કે ખોટું છે? એ તો બનાવટી છે."

"બનાવટી? તો મને પાછું આલો."

"નથી આપવાનું. તમે બધા આવો ધંધો લઈને બેઠા છો તે તમને સજા કરાવવી છે. ચોક્કસ તેં જ એ છળ કર્યું છે,—તેં અને તારા બીજા ધંટીચોર સોબતીઓએ."

"આપી દો મારું કૂપન. તે રાખનાર તમે કોણ ?"

"પોલીસને બોલાવો," શેઠે નોકરને કહ્યું. છવાનને અત્યારે દારૂનો નશો ચડ્યો હતો એટલે એને વશ રાખવાનું મુશ્કેલ હતું. તેણે શેઠનો ટોટો પકડ્યો અને બરાડવા લાગ્યો.

"કહું છું, અલ્યા, દઈ દે મારું કૂપન. મને એ આપ્યું તે શેઠ કને મારે જવું છે. એનું ઘર મેં જોયું છે."

છવાનના પંજામાંથી છૂટવા માટે શેઠને પોતાના બધા બળ સાથે મથવું પડયું, અને ધમાચકડીમાં એનું ખમીસ ફાટી ગયું.

"પીઠામાં આવું તોફાન કરવા આવે છે, ખરું કે? એને કબજે કરો."

નોકરે છવાનને પકડ્યો; પોલીસ પણ એ પળે આવી પહોંચ્યો. દમામભેર એણે બધી વાત પૂછી, અને જાણે પૂરું સત્ય પોતે જાણી લીધું હોય એમ અચકાયા વિના હુકમ કર્યો:

"એને થાણા પર લઈ જાઓ."

પેલું કૂપન પોલીસે પોતાના ખિસ્સામાં મૂક્યું, અને છવાનને એના વાહન સાથે નજીકના થાણા પર લઈ ગયો.

૭

પોલીસથાણામાં છવાન મિરોનોને આખી રાત દારૂડિયા અને ચોરોની સોબતમાં ગાળવી પડી. બીજે દિવસે બપોરે પોલીસ અમલદારે એને બોલાવી મંગાવ્યો, અને એની બારીક તપાસ લીધી. પછી એક પોલીસ સાથે એને યુજીન મિહિલેની દુકાને મોકલ્યો. છવાન એનો મહોલ્લો કે ઘર કશું ભૂલ્યો નહોતો.

પોલીસે દુકાનદારને બોલાવ્યો, પેલું કૂપન એને દેખાડ્યું અને છવાનને એની આગળ રજૂ કર્યો એટલે તેણે કહ્યું કે તે જ મકાનમાંથી તેને એ કૂપન મળ્યું હતું. યુજીને એકદમ સપ્તાઈ અને આશ્ચર્યનો આડંબર કર્યો.

"ભાઈ, કંઈ ગાંડો થયો છે?" એણે કહ્યું.—"મારી જિંદગીમાં આ માણસને પહેલાં મેં કદી દીઠોયે નથી." પોલીસ તરફ જોઈને એ બોલ્યો.

"શેઠિયા, કંઈક ભગવાન માથે રાખીને બોલોને. સૌને મરવું છે."

અલ્યા, કંઈ સમણુંબમણું લાધ્યું છે? તારાં ઇંધણાં કોઈક બીજાને તું વેચી આવ્યો હઈશ," યુજીને કહ્યું. "પણ જરા ઊભો રહે. ઘરમાંથી કાલે કાઢી લીધી હોય તો અંદર જઈને પૂછી આવું." યુજીન તેમની પાસેથી ગયો અને તરત પગી વાસિલીને બોલાવ્યો. તે લઠ્ઠ, દેખાવડો, ચપળ અને મોજીલો જુવાન હતો, અને ફૂલફટાકિયો થઈને ફરતો હતો.

એણે વાસિલીને સમજાવી રાખ્યું કે છેલ્લીવારનાં લાકડાં ક્યાંથી લીધાં હતાં એમ કોઈ પૂછવા આવે તો કહેવું કે રસ્તા ઉપર ફરતા ખેડૂત પાસેથી નહિ પણ લાતીમાંથી લીધાં હતાં.

"એક ખેડુ આવ્યો છે," એણે વાસિલીને કહ્યું, "અને મેં તેને બનાવટી કૂપન આપેલું એવું પોલીસ સમક્ષ મારી પર આળ મૂકે છે. કોઈ ઉલ્લુ લાગે છે, અને અર્થવિનાનું બકે છે, પણ તું તો સમજુ છે. જો, કોઈ પૂછેને તો કહેજે કે અમારો તો હમેશ લાતીમાંથી જ લાકડાં લેવાનો રિવાજ છે. અને વાત કહું, આમ આવ, લે આ પૈસા, તારે વાસ્તે એની એક નવી બંડી સિવડાવજે," એમ કહીને યુજીને તે માણસને પાચ રૂબલ આપ્યા. વાસિલીએ તો મગન થઈને પહેલાં પાંચ રૂબલની નોટ ઉપર અને પછી યુજીનના ચહેરા ઉપર નજર ફેરવી, અને હસતાં હસતાં ડોકું હલાવ્યું. "હું ક્યાં નથી જાણતો? એ ગામડિયાં ભોથાંઓને વળી અક્કલ કયે દહાડે હોય છે? ભ્રમણા, બીજું શું વળી? ફકર રાખશો નહિ. મને જવાબ આપતાં આવડે છે."

ઇવાન મિરોનોએ બોરબોર જેવડાં આંસુ સાથે સાચી વાત માની જવા વારેવારે યુજીનને કાલાવાલા કર્યા અને

પગીને પણ પોતાની હકીકતમાં વિશ્વાસ ધરવા વીનવ્યો, પણ બધું પથ્થર પર પાણી. એ બન્નેએ તો એક જ વાત પકડી રાખી અને કહ્યાં કર્યું કે અમે ફેરિયા ખેડૂત પાસેથી ઇંધણાં કદી ખરીદ્યાં જ નથી. પોલીસ જવાનને ફરી થાણા ઉપર લઈ ગયો અને બનાવટી કૂપન કરવાનો એના પર આરોપ મૂકવામાં આવ્યો. પછી એને જેલમાં લઈ ગયા ત્યાં એની કોટડીના દારૂડિયા કારકુને સલાહ આપી તે ઉપરથી પોલીસ અમલદારને પાંચ રૂબલ ચાપાણીના આપ્યા ત્યારે જ જવાન મિરોનોનો કેદમાંથી છુટકારો થયો. પણ એનું કૂપન તો ગયું તે ગયું, અને આગલે દહાડે પચીસ હતા તેમાંથી ફક્ત સાત રૂબલ રહેવા પામ્યા.

આ સાતમાંથી ત્રણનું એણે પીઠામાં પાણી કર્યું અને ખૂબ ઢીંચીઢીંચીને સૂજેલું અને ઉઝરડાવાળું મોં લઈ એ ઘેર ગયો.

ઘેર એની બૈરી સગર્ભા હતી અને બહુ અસ્વસ્થ હતી. છાકટો થઈને આવેલો તેથી તે ધણીને ધમકાવવા મંડી. આથી જવાને તેને હડસેલી દીધી. એટલે પેલીએ ઊઠીને એને ઠમકાર્યો. પછી અક્ષર પણ બોલ્યા વિના તે પડ્યો અને છાતીફાટ આક્રંદ કરવા લાગ્યો.

બીજે દિવસે એણે પોતાને વીત્યું હતું તેની બધી વાત સ્ત્રીને કહી. સ્ત્રીએ જવાનને છેતરનારા નામર્દ બાયલા ધનિકો પર શાપ વરસાવ્યા. હવે એ ઠેકાણે આવી ગયો હતો, એટલે આગલે દિવસે જેની સાથે બેસીને ખૂબ દારૂ ચડાવ્યો હતો તે કારીગરની સલાહ એને યાદ આવી, અને તે પ્રમાણે દુકાનદારે કરેલા અન્યાયની હકીકત કહેવા વકીલ પાસે જવા એણે ઠરાવ કર્યો.

## ૮

વકીલે ઇવાન મિરેનોના વતી કામ ચલાવવાની હા પાડી. એમા પ્રેરક હેતુ ફીના સ્વાર્થ કરતાં દલિતની દાઝનો વિશેષ હતો. ખેડૂતની કથની એને સાચી લાગી અને તેને થયેલા હડહડતા અન્યાયથી એનું ચિત્ત પ્રજળી ઊઠયું.

અદાલતમાં મુકદ્દમો ચાલ્યો ત્યારે બન્ને પક્ષવાદી હાજર થયા અને પગી વાસિલીને સાક્ષી તરીકે બોલાવવામાં આવ્યો. પોલીસ અમલદારો સમક્ષ અગાઉ કહ્યું હતું તેનું તે જ સહુ અદાલતમાં ફરી બોલી ગયા. ફરી ઇવાન મિરેનોએ ભગવાનની આથ લીધી અને ફરી એણે દુકાનદારને મરણવેળાની યાદ આપી પોતે જે બૂરાઈ કરતો હતો અને જે જોખમ ખેડતો હતો તે યુજીન બરાબર જાણતો હતો, એને તેથી એનું અંતઃકરણ ચટકાં ભર્યા કરતું હતું, પણ આગલી જુબાનીમાં ફેરફાર કરી સત્ય કબૂલ કરવા જેટલું નીતિબળ એનામાં નહોતું. તેથી જે જે દલીલો અને દોષારોપ કરવામાં આવ્યાં તે સઘળાંનો તેણે ઇનકાર જ કર્યે રાખ્યો.

પગી વાસિલીનું ખિસ્સું શેઠના બીજા દસ રૂબલથી તર થયું હતું, એટલે લેશમાત્ર ક્ષોભ વિના સસ્મિત વદને એણે એકરાર કર્યો કે ઇવાન મિરેનો વિશે હું કશું જાણતો નથી. જ્યારે સોગંદ ખાવાનો પ્રસંગ આવ્યો ત્યારે એના મનમાં

ચણચણાટ થયો ખરો, પણ તે એણે દબાવી દીધો અને અદાલતના પાદરીએ સોગંદનામાના શબ્દો બોલાવ્યા તે દેખીતી શાન્તિથી એ બોલી ગયો. પવિત્ર ક્રૂસ અને બાઇબલના કસમ ખાઈને એણે કહ્યું કે પૂરું સત્ય જ હું બોલીશ અને સત્ય સિવાય બીજું કંઈ નહિ બોલું.

મુકદ્દમાનો ચુકાદો ઇવાન મિરોનોની વિરુદ્ધ થયો અને તેને ખરચના પાંચ રૂબલ ભરી આપવાનો હુકમ થયો. એ રકમ તો યુઝને દાનાઈ દર્શાવી એના વતી ભરી દીધી ખટલો ખલાસ કરતાં ન્યાયાધીશ સાહેબે ઇવાનને સખત તાકીદ આપી કે—ખબરદાર, આયંદે જો આબરૂદાર લોકો પર ખોટાં આળ ચડાવ્યા તો. વળી પાડ માન કે ખરચની રકમ તારે ભરવા ન પડી અને નાલેશી બદલ તારા પર કામ ન ચલાવ્યું, નહિ તો તને ત્રણ માસની સજા થાત.

"સારું, સાબ, લળીલળીને પાડ માનું છું." ઇવાન બોલ્યો; અને માથું ધુણાવી મોટો નિસાસો મૂકી અદાલત બહાર ચાલ્યો ગયો.

દેખાવમાં તો આખું પ્રકરણ યુઝન અને વાસિલીના લાભમાં પતી ગયું. પણ વસ્તુતઃ એના છાંટા એ છાવત્તા સૌના ઉપર ઊડ્યા. અત્યારે જોકે એ છાંટા અદૃશ્ય હતા, પણ આખરે તો એની અસર બીજાં દૃશ્ય પરિણામો કરતાં વધુ વસમી નીવડી.

બે વરસ ઉપર વતનનું ગામડું છોડી વાસિલી શહેરમાં આવ્યો હતો. શહેરમાં વસ્યા પછી દહાડેદહાડે બાપને મોકલવાની રકમ એ ઘટાડતો ગયો. બૈરીને ઘેર મૂકીને

આવ્યો હતો તેને પણ તેડાવી નહિ. અહીં એને તેની જરૂર પડે એવું નહોતું; શહેરમાં એને જોઈએ તેટલી સ્ત્રીઓ મળતી હતી, અને તે વળી પેલી અણઘડ ગામડિયણ બૈરી કરતાં ક્યાંયે ચડિયાતી. વરસ જતાં ગયાં તેમતેમ વાસિલી ગામડાની રીતભાત વિસારતો ગયો અને શહેરી લોકોના રહેણીકરણીનું અનુકરણ કરતો ગયો. ગામડાનું બધું એને જંગલી, જીરણ, તુચ્છ અને ગંદું લાગતું તો શહેરનું બધું એને શિષ્ટ, સુંદર, સમૃદ્ધ અને સ્વચ્છ જણાતું. ગામડાંના લોક તો રાની પશુની પેઠે જીવે છે, જીવન શું તેની એમને ગતાગમ જ નથી, એવી દિવસેદિવસે એને ખાતરી થતી ગઈ. એ તો મક્કમ રીતે માનવા લાગ્યો કે શહેરી જીવન જ સાચું જીવન છે. શહેરમાં પોતે ચતુર લેખકોએ લખેલી ચોપડીઓ વાંચતો અને મહેલ જેવી નાટકશાળાઓમાં જઈ નાટ્યપ્રયોગો જોતો. બિચારા ગામડિયાઓને કંઈ આવી અજાયબીઓનાં સ્વપ્ને પણ દર્શન થવાનાં? ત્યાં તો વૃદ્ધ પુરુષો કહેશેઃ "કાયદાને માન આપો; પોતાની પત્ની ભેગા રહો; મહેનત કરો; અકરાંતિયા ન થાઓ; અને ભભકાના મોહમાં ન તણાઓ." ત્યારે અહીં શહેરમાં તો સઘળા ચતુર અને વિદ્વાન લોકો—કાયદામાં પારંગત બધા માણસો—મજા માણવાની જ વાત લઈને બેઠા છે. અને એમના જેવું બડભાગી પણ કોણ છે?

ધનિક લોકોને નીતિની કંઈ ખેવના જ હોતી નથી એ વાત બનાવટી કૂપનના પ્રસંગ પૂર્વે વાસિલીથી ખરેખર મનાતી નહોતી. પણ એ બધું બની ગયા પછી—વધુ તો પોતે જૂઠા સોગંદ ખાધેલા અને પોતાને એનો ઘણો ફફડાટ પણ

થયેલો, છતાં એને પરિણામે એનો વાળ સરખો વાંકો થવા પામ્યો નહિ અને ઊલટી દસ રૂબલની એને કમાણી થઈ, એટલે—વાસિલીને પાકી ખાતરી થઈ ગઈ કે દુનિયામાં નીતિનિયમ જેવી કોઈ ચીજ છે જ નહિ, માટે સ્વાર્થ સાધવો અને સુખ સેવવું એ જ આપણું ઇતિકર્તવ્ય છે. આથી તે જ એણે પોતાના જીવનનું ધ્યેય બનાવ્યું. એટલે પછી ભાડવાતો ખરીદીનું કામ સોંપતા એમાંથી મળે એટલું મારી ખાવાનો એણે ધંધો આદર્યો. પણ તેટલાથી પોતાના બધા ખરચને એનાથી પહોંચી વળાયું નહિ. ત્યારે પછી પૈસા કે બીજો જે કંઈ નગદ માલ હાથ આવે તે લાગ મળ્યે એણે ચોરવા માંડ્યો. એક દહાડો એણે યુજીનની નાણાભરેલી થેલી તફડાવી, પણ પકડાઈ ગયો. યુજીને કંઈ એને પોલીસને સ્વાધીન ન કર્યો, પણ તે જ ક્ષણે એને પાણીચું આપ્યું.

વાસિલીને વતન જવાની તો મરજી જ નહોતી, તેથી એ કોઈ નવી નોકરીની શોધ કરવા લાગ્યો, અને પોતાની માશૂક સાથે મોસ્કોમાં રહ્યો થોડા વખત પછી ગાંધીને ત્યાં પગીપણાની નોકરી મળી, પણ પગાર બહુ કમતી હતો. તેને ત્યાં ગયા પછી બીજે જ દહાડે ગૂણોની ચોરી કરતાં એ પકડાયો. ગાંધીએ પણ પોલીસને ન બોલાવ્યો, પણ એને સારી પેઠ ગૂંદ્યો અને પછી કાઢી મૂક્યો. પછી તો કોઈએ એને સંઘર્યો નહિ. પૈસા હતા તે બધા આવી રહ્યા. પોતાનાં બધાં કપડા એને વેચી નાંખવાં પડ્યાં અને ચીંથરેહાલ ભટકવા માંડ્યું. એની માશૂક પણ એને મેલીને જતી રહી. છતાં તે મૂંઝાયો નહિ અને વસન્ત આવી એટલે ઘર ભણી વળ્યો.

૯

રોજના રિવાજ પ્રમાણે પિટર નિકોલો સ્વાન્તી મળસકે ઊઠ્યો. ચા પીધી, અને ટૂંકો ડગલો પહેરી પોતાની જાગીરના કામકાજની તપાસ કરવા નીકળી પડ્યો. એ ઠીંગણો હતો અને કાળા ચશ્મા ચડાવતો. એની આંખો બહુ નબળી હતી અને એ અંધાપાને આરે જ ઊભો હતો.

પિટર નિકોલો કસ્ટમખાતામાં અમલદાર હતો અને નોકરી દરમ્યાન એણે અઢાર હજાર રૂબલ જમાવ્યા હતા. બારેક વરસ ઉપર એ નોકરીમાંથી ફારગ થયેલો—કંઈ આપમેળે નહિ, દબાણ થવાથી—અને બધું ઉડાવી પરવારેલા એક જુવાન જાગીરદાર પાસેથી એણે જમીન ખરીદેલી. કસ્ટમખાતામાં હતો તે વખતે ઘણાં વરસ ઉપર એ પરણેલો. એની પત્ની જૂના ઉમરાવ કુટુંબની હતી. તેનાં માબાપ તેને પાઈ-પૈસા વિનાની અનાથ મૂકીને મરી ગયાં હતાં. તે ઊંચી, હૃષ્ટપુષ્ટ અને ફૂટડી હતી. એમને કંઈ પ્રજા નહોતી થઈ. પિટર વ્યવહારકુશળ હતો અને ધાર્યું કરે એવો હતો. એનો બાપ પોલંડનો હતો, અને એને પોતાને ખેતી કે જમીન-

વ્યવસ્થાનો એકડોયે આવડતો નહિ; પણ જ્યારે એને પોતીકું ભોંયભાડું થયું ત્યારે એણે એવી કુશળતા દાખવી કે એ ત્રણસો એકર પડતર જમીન પંદર વરસમાં તો નમૂનેદાર જાગીર બની ગઈ. એના ખેતર ઉપરનાં રહેણાકથી તે કોઠાર પર્યંતનાં સઘળાં મકાનો પાકા ચણતરનાં બાંધેલાં હતાં, ને ઉપર પતરાંનાં છાપરાં હતાં. મકાન વખતસર ધોળાવવામાં આવતાં ઓજારખાનામાં ગાડાં, હળ, દંતાળ વગેરે સઘળું રીતસર ગોઠવીને રાખવામાં આવતું ઘોડાના જીન વગેરે સામાનને નિયમસર સાફ કરવામાં આવતો અને તેલ ચોપડવામાં આવતું. ઘોડા પણ મોટા તોખાર નહિ પણ જોઈએ તેવા, ઘેર ઉછેરેલા, ખાધેલપીધેલ અને મજબૂત હતા અને કોઈમાં કશી એબ નહોતી

છાયેલા ખળામાં કણસલાં ઝૂડવાનો સંચો રાખ્યો હતો. ઘાસચારો રાખવા માટે જુદું ઢાળિયું હતું. અને તબેલાઓમાં ગંદકી ન થાય માટે છોબંધ નીક કરાવી લીધી હતી. ગાયો જાતદેખરેખ નીચે ઊછરતી. અને પુષ્કળ દૂધ કાઢતી. મુરઘી પણ વિશિષ્ટ ઓલાદની હતી અને જથ્થાબંધ ઈંડાં મૂકતી. બગીચામાં સઘળાં ઝાડને રોગાન દીધેલાં હતાં અને સીધાં ઊગી શકે એટલા માટે સર્વેને ટેકા મૂકી દીધા હતા. સર્વત્ર પાકી દેખરેખ રહેતી અને બધું સંગીન, સ્વચ્છ અને વ્યવસ્થિત રખાતું. પોતાની જાગીરની આવી સંપૂર્ણ અવસ્થા નીરખીને પિટર નિકોલો રાચતો, અને તે બધું એણે ખેડૂતો ઉપર જોરજુલમ કરીને નહિ પણ તેમના સાથેના વ્યવહારમાં અખંડ ન્યાયશીલતા જાળવીને ઊભું કર્યું હતું એ વિચારથી મગરૂર થતો.

પોતાના પ્રાન્તના ઉમરાવોમાં એનું સ્થાન સુધારક દળમાં હતું. રૂઢિચુસ્ત વિચારો કરતાં પ્રગતિવાદી વિચારો તરફ એનું વલણ વિશેષ હતું. કૃષિદાસત્વના હિમાયતીઓ સામે એ સદા ખેડૂતોનો પક્ષ લેતો. "એમને સારી રીતે રાખો એટલે એઓ પણ સરખા ચાલશે," એમ એ વારંવાર કહેતો. એનો અર્થ એમ નહિ કે એના ખેતર પર કામ કરતાં કોઈ ભૂલ કરે તો એ અખાડા કરતો. એ તો તેઓ કદી પ્રમાદ કરીને પડ્યા હોય તો તરત તકાદો કરતો. પણ સાટે એ બધાંને રહેવાને સરસ સોઈ આપતો, એમને ચોખ્ખો અને પૂરતો ખોરાક આપતો, નાણાં પગાર કરવામાં કદી વિલંબ કરતો નહિ, અને તહેવારોને દિવસે એમને માટે છાંટાપાણીની પણ ગોઠવણ કરતો.

વખત ફેબ્રુઆરીનો હતો, એટલે બરફ પીગળવા માંડ્યો હતો. તેના ઉપર ધીરેધીરે સંભાળપૂર્વક ચાલતો પિટર તબેલાઓની બાજુમાં થઈને પસાર થયો અને કામદારો રહેતા હતા એ મકાન ભણી વળ્યો. હજુ અંધારું હતું, અને ધોડાં ધુમ્મસથી એમાં વધારો થયો હતો, પણ મકાનની બારીઓમાથી દીવાનો પ્રકાશ દેખાતો હતો. માણસો ક્યારના ઊઠ્યા હતા એનો ઇરાદો એ બધાને કામે વળગાડવાનો હતો. યોજના એવી હતી કે જંગલમાં જઈને વસન્તમાં જોઈતી કાઠી એ લોકો લઈ આવીને ભરી રાખે

"આ શું?" તબેલાનાં બારણાં ઉઘાડાં ફટાર જોઈને એને થયું "અરે, તબેલામાં કોણ છે?"

કોઈ બોલ્યું નહિ. એટલે પિટર તબેલામાં પેઠો. અંદર અંધારું હતું અને લાદની વાસ આવતી હતી. ડેલાને જમણે

હાથ બે ગમાણ હતી. પિટરે એ દિશામાં હાથ ફેરવ્યો તો એક ગમાણ ખાલી જણાઈ. પછી કદાચ ઘેડો નીચે પડ્યો પડ્યો ઘોરતો હોય એમ ધારી એણે પગ ફેરવી જોયો પણ એના પગે કશું અથડાયું નહિ. "ઘોડાને ક્યાં લઈ ગયા હશે?" એને વિચાર થયો. "ગાડીઓ તો બધી બહાર પડી છે એટલે ઘોડાને જોડ્યો નથી એ તો ચોક્કસ." પિટર તબેલામાંથી બહાર નીકળ્યો.

"સ્ટિપન, અહીં આવ!" એ બોલ્યો.

સ્ટિપન કામદારોના મંડળનો મુખી હતો. તે મકાનમાંથી બહાર આવતો જ હતો.

"કેમ?" હોંસીલા સ્વરે તેણે કહ્યું. "અરે, પિટર બાપા, તમે છો? આપણાં માણસો આ આવ્યાં."

"તબેલાનું બારણું કેમ ઉઘાડું મૂક્યું છે?"

"ઉઘાડું છે? મને કશું માલૂમ નથી. અલ્યા પ્રોશ્કા, ફાનસ લાવ." પ્રોશ્કા ફાનસ લઈને આવ્યો. બધા તબેલામાં ગયા. અંદર ગયા કે તરત બનેલો બનાવ સ્ટિપન સમજી ગયો.

"ચોરોનું કામ લાગે છે, પિટર બાપા," તેણે કહ્યું. "તાળું તૂટેલું છે."

"હેં, ખરેખર?"

"હા, ચોરોનું કામ, નક્કી. 'માળખી' નથી દેખાતી, 'હંસલો' તો આ રહ્યો, પણ 'સુંદરી' નથી, અને 'ક્યાડો'યે નથી."

ત્રણ ઘોડાં ઉઠાવી ગયા હતા!

પિટર પહેલાં તો કંઈ બોલ્યો નહિ. એણે ફક્ત ભવાં ચડાવ્યાં અને હાંફવા માંડયું.

"અરે," થોડી વાર પછી એણે કહ્યું, "એ લુચ્ચાઓ એકવાર જો હાથ આવેને તો બરાબર ખબર પાડી દઉં. પહેરો કોનો હતો?"

"પિટરનો. નક્કી એ ઊંઘી ગયેલો."

પિટરે પોલિસને બોલાવ્યા, બધા અમલદારોને અરજ કરી, અને પોતાનાં માણસોને સગડ શોધવા મોકલ્યાં, પણ કંઈ પત્તો મળ્યો નહિ.

"લફંગા લોકો," પિટરે કહ્યું. "લેતાં જીવ જ કેમ ચાલ્યો? હું સદાયે એમના ઉપર કેટલી બધી માયા રાખતો! હવે યાદ રાખજો! ચોરટાઓ! આખી જાત જ ચોરટાઓની છે. હવેથી કોઈ દહાડો દયા જ ન રાખવી"

## ૧૦

દરમ્યાન પેલાં ઘોડાંનો તો ક્યારનો નિકાલ થઈ ગયો હતો: માણકી અઢાર રૂબલે આડોડિયાને આપી દીધી હતી, કુંચાડાની અદલાબદલી કરી હતી, ને પિટરની જાગીરથી વીસ કોસ દૂર વસતા ખેડૂતના હાથમાં એ ગયો હતો, અને સુંદરીના તો રસ્તામાં જ રામ રમી ગયા હતા. આ બધાં કામો કરનાર તે ઇવાન મિરોનો. એને ખેતર પર નોકરી મળેલી, એટલે એની આગળ પિટર નિકોલોની રજે-રજ બાતમી હતી. ગુમાવેલા પૈસા એને પાછા મેળવવા હતા, અને એ હેતુથી એણે ઘોડાંની ચોરી કરી હતી.

બનાવટી કૂપનવાળી આફત પછી ઇવાન મિરોનો દારૂની લતમાં પડ્યો હતો; અને એની બૈરીએ બધું તાળાકૂંચીમાં ન રાખ્યું હોત તો એણે બધી ઘરવખરી દારૂમાં ફના કરી નાંખી હોત. નશામાં એને હરદમ પોતાને અન્યાય કરનાર પુરુષોનો જ નહિ પણ ગરીબોને ચૂસી નભતા સમસ્ત ધનિકવર્ગનો વિચાર આવતો. એક દહાડો એણે પોડોલસ્કનાં પરાંમાંથી આવેલા ખેડૂતો સાથે દારૂ ચડાવેલો, અને પછી એમના સાથમાં ઘેર આવવા નીકળેલો. ખેડૂતોને દારૂનું ઘેન ચડેલું એટલે પોતે કોઈ ખેડૂતના ઝૂંપડામાંથી ઘોડો ચોરેલો તેની વાત એને કહી. ઇવાન મિરોનોનો એ સાંભળી મિજાજ ગયો અને એ તો પેલા ઘોડાચોરોને ગાળો દેવા લાગ્યો.

"કેવા નફ્ફટ!" એ બોલ્યો, "ઘોડો તો ખેડૂતનું હીર કહેવાય. તે તમે પડાવી લીધો! અલ્યા, તમે ભારે

પાપ કર્યું. ઘોડાં ચોરવાં હોય તો જાઓને જાગીરદારોનાં ખેતરોમાં. એ લોકો તો કૂતરાં કરતાંયે હલકા છે, એટલે એમને જેટલા ન પજવીએ તેટલું ઓછું."

વાત આગળ ચાલી. પોડોલસ્કના ખેડૂતોએ કહ્યું: "જાગીરદારના ખેતરમાંથી ઘોડા ચોરવો એ કંઈ બાળખેલ નથી એમાં તો જબરી ચાલાકી જોઈએ."

"એમાં તો એ જગ્યાની રજેરજ બાતમી જોઈએ અને ત્યાંનું જ કોઈ એ કામમાં મદદ કરે એવું મળવું જોઈએ."

એટલે છવાન મિરોનોને સાંભર્યું કે પોતે એક જાગીરદાર સ્વાન્તીને ઓળખે છે. એણે તેના ખેતરે કામ કરેલું અને પૈસાનો ચુકાદો કરતી વખતે પોતે ઓજાર તોડી નાખેલું તેનો દોઢ રૂબલ સ્વાન્તીએ કાપી લીધેલો તે એને યાદ આવ્યું. સ્વાન્તીની વાડીમાં પોતે જે ઘોડા હાંકતો તે પણ સારી રીતે એના ધ્યાનમાં હતા.

ઉપરથી નોકરીની પૂછપરછનું મિષ કાઢીને પણ અંદર-ખાનેથી જોઈતી માહિતી મેળવવા માટે છવાન મિરોનો પિટર નિકોલો પાસે ગયો. ચોકીદાર હાજર ન હોય અને ઘોડાં તબેલામાં હોય એવો લાગ સાધવાની એણે કાળજી રાખી હતી. ચોરોને એ તે જગ્યાએ લઈ આવ્યો અને પેલાં ત્રણ ઘોડાં લઈ જવામાં તેમને મદદ કરી.

પછી તેમણે લૂંટના ભાગ પાડ્યા અને પાંચ રૂબલ ખિસ્સામાં નાંખી છવાન મિરોનો ઘેર આવ્યો. ખેતરમાં કામ કરવાને ઘોડો નહિ હોવાથી ઘેર એ નવરો પડ્યો રહેતો હતો, તેથી ધંધાદારી ચોરો અને આડોડિયાના સાથમાં ઘોડા ચોરવાનું એણે જારી રાખ્યું.

## ૧૧

પિટર નિકોલોએ ચોરાયેલા ઘોડાનો પત્તો મેળવવામાં કંઈ મણા રાખી નહિ. એ જાણતો હતો કે ચોરને મદદ કરનારું કોઈ ખેતરમાંથી જ મળેલું હોવું જોઈએ, એટલે પોતાના આખા નોકરવર્ગ તરફ એ વહેમની નજરે જોવા લાગ્યો તે રાત્રે બહાર કોણ ગયેલું તેની એણે પૂછપરછ કરી એટલે કામદારોની મંડળીએ જણાવ્યું કે આખી રાત પ્રોશકા ખેતરે નહોતો. પ્રોશકા અથવા પ્રોકોફી નિકોલો નવજુવાન હતો. તે તાજો જ લશ્કરી નોકરી પૂરી કરીને આવ્યો હતો. તે દેખાવડો હતો અને બધી બાબતમાં ચાલાક હતો. પિટર નિકોલો કેટલીકવાર તેને ગાડીવાનનું કામ સોંપતો. પરગણાનો કોટવાળ, પ્રાન્તનો પોલીસ વડો, અને મેજિસ્ટ્રેટ વગેરે સૌ પિટર નિકોલોના મિત્રો હતા. એકવાર પિટરની વરસગાંઠને દિવસે તેઓ સઘળા એને ઘેર મળવા આવ્યા હતા અને મિષ્ટાન્ન અને બ્રાંડી ઉડાવતા હતા. તેમણે સર્વેએ એની ઉપાધિમાં સમભાવ દર્શાવ્યો અને એને મદદ કરવા તેઓ તૈયાર થયા.

"રોજ તમે રાંચાઓનો પક્ષ ખેંચતા હતા," કોટવાળે કહ્યું, "તે હવે લેતા જાઓ! હું કહેતો'તો કે જંગલી પશુ

કરતાં પણ તેઓ નપાવટ છે, એ શું ખોટું છે? તે તો કોરડા વાગે ત્યારે જ પાંશરા ચાલે. ઠીક, તમે કહો છો કે એ બધું પ્રોશકાનું કારસ્તાન છે. પેલો કોઈ કોઈવાર તમારી ગાડી હાંકવા બેસતો'તો તે જ ને એ?"

"હા, તે જ."

"જરા તેને બોલાવશો?"

પ્રોશ્કાને કોટવાળ સમક્ષ બોલાવ્યો, અને એણે તેની તપાસ આદરી.

"તે દહાડે રાતના તું ક્યાં હતો?"

પ્રોશકાએ વાળનાં ઝુલફાં ખસેડયાં અને તેની આંખ ચમકારા કરવા લાગી.

"ઘેર."

"કેમ? બધા તો કહે છે કે તું અહીં નહોતો."

"તો પછી આપની નજરમાં આવે તેમ માનો."

"મારી નજરની અહીં વાત નથી. તે રાતના તું ક્યાં હતો એ બોલી નાંખ."

"ઘેર."

"બહુ સારું—પોલીસ, આને થાણા ઉપર લઈ આવજે."

તે રાત્રે પોતે ક્યાં હતો તે પ્રોશકાએ ન જણાવ્યું એનું કારણ એ હતું કે તે રાત એણે પોતાની માશૂકને ઘેર ગાળી હતી અને તે સંબંધી કશું પ્રગટ નહિ કરવાનું એણે તેને વચન આપ્યું હતું. એટલે એણે પોતાનું વચન પાળ્યું. એની વિરુદ્ધ કશો પુરાવો મળ્યો નહિ, એટલે એને તરત છોડી મૂકવામાં આવ્યો. પણ પ્રોકોફી આ બધી બાબતના મૂળમાં હતો એવી પિટરની સજ્જડ માન્યતા થઈ ગઈ હતી

તેથી તેના પ્રત્યે એ ધિક્કારની નજરે જોવા લાગ્યો. એક દિવસ પ્રોશ્કા મોદીને ત્યાંથી ચણા ખરીદી લાવ્યો. એમાંથી તેણે થોડા કાઢી લઈ બાકીના ઘોડાને આપ્યા. કાઢી લીધેલા ચણા વેચી મળેલા પૈસા એણે દારૂમાં વાપર્યા. પિટરને એ વાતની ખબર પડી તેથી તેણે પ્રોકોશી ઉપર છેતરપિંડીનું તહોમત મૂક્યું. પરિણામે ન્યાયાધીશે એને ત્રણ માસની કેદની સજા કરી.

પ્રોકોશી કંઈક અભિમાની પ્રકૃતિનો હતો અને પોતાની જાતને બીજાઓ કરતાં ચડિયાતી માનતો. કેદની સજાથી એનું બધું પાણી ઊતરી ગયું છૂટીને આવ્યો ત્યારે એ નૂર-તેજ વિનાનો બની ગયો હતો. જિંદગીમાં અભિમાન કરવાનો હવે એને મોખ રહ્યો નહોતો. આથી એને એકલા પિટર ઉપર જ નહિ પણ આખી દુનિયા ઉપર દાઝ ચડી.

આસપાસના માણસોએ જોયું તો એકંદરે જેલમાં જઈ આવ્યા પછી પ્રોકોફી તદ્દન જુદો જ આદમી થઈને આવ્યો હતો. એ એદી અને બેપરવા બની ગયો, ને દારૂના છંદમાં પડ્યો. એમાંથી કોઈ બૈરીના ઘરમાંથી કપડાંની ચોરી કરતાં પકડાયો, અને ફરી પાછો કેદમાં સપડાયો.

પોતાનાં ઘોડાંની ભાળને અન્તે પિટરને ખેતરને કોઈ ખૂણે પડેલી સુંદરીની ખોળ સિવાય બીજું કશું હાથ લાગ્યું નહિ. ચોર તદ્દન છટકી ગયા એ હકીકતથી પિટર વધુ ખિજાયો. ખેડૂતો વિશે બોલતાં કે એમના તરફ જોતાં હવે એને ગુસ્સો આવ્યા વિના રહેતો નહિ. અને જ્યારે પણ કંઈ તક મળે ત્યારે એ એમને ત્રાસ આપ્યા વિના રહેતો નહિ.

# ૧૨

ફૂપનની બલામાંથી છૂટ્યા પછી યુજીન મિહિલે તો સઘળી વાત વીસરી ગયો. પણ પોતાને કોઈ આગ્રીને બનાવી ગયું એ વાત એની વૈરી મરિયમના મનમાં તો ખટક્યાં કરી, તથા એ વખતે એના ધણીએ જે નમેરાં વેણ કાઢેલાં તેનો ડાઘ પણ એના દિલમાંથી ખસ્યો નહિ. વળી આવી સફાઈથી છેતરી જનાર પેલા બે છોકરાઓ ઉપર તો એનો ક્રોધ માતો જ નહોતો. તે દહાડા પછી જ્યારે પણ કોઈ નિશાળિયો રસ્તામાં મળે ત્યારે તેને એ ધારીધારીને જોતી. એક દહાડો મહિન એની નજરે પડ્યો, પણ એને દેખીને તે બેપાનીએ તો ક્ષણવારમાં ચહેરો એવો ફેરવી નાંખ્યો કે પેલી તેને વરતી શકી નહિ. પરંતુ, ફૂપનવાળા પ્રસંગને પખવાડિયું થયા બાદ એક દહાડો એણે મિટિયા સમકોનીને સામેથી આવતો નજરોનજર દીઠો, એટલે તત્ક્ષણ એણે તેને ઓળખી કાઢ્યો.

એણે તેને જવા દીધો, પણ પાછી વળીને તેને પગલે પગલે ચાલી તેના ઘર સુધી એ ગઈ અને ત્યાં જઈ તેનાં માબાપનાં નામની બાતમી મેળવી. પછી બીજે દિવસે એ

તેની નિશાળે ગઈ, અને ધર્મશિક્ષક પાદરી મિચેલ વેડનને મળી. પાદરીએ એને ત્યાં આવવાનું કારણ પૂછ્યું એટલે એણે આચાર્યને મળવાનો વિચાર જણાવ્યો. "એમને તો આજે ઠીક નથી. કામ હોય તો ફરમાવો અથવા ચિઠ્ઠી આપવી હોય તો મૂકતાં જાઓ," પાદરીએ કહ્યું.

મરિયમને લાગ્યું કે બધી હકીકત આચાર્યને બદલે પાદરીને જણાવી હોય તોપણ કંઈ ખોટું નથી. મિચેલ વેડન વિધુર હતો, અને ભારે મહાત્ત્વાકાંક્ષી હતો. એકાદ વરસ ઉપર કોઈ મેળાવડામાં મિટિયાના પિતાને એ મળેલો અને ધર્મવિષયમાં તેની સાથે એને વાદ થયેલો સમકોનીએ એના બધા મુદ્દા તોડી પાડેલા અને એની ખૂબ ફજેતી કરેલી. તે દહાડાથી સમકોનીના પુત્રને એણે દાઢમાં ઘાલ્યો હતો. ધાર્મિક બાબતમાં છોકરાને પણ બાપના જેવો બેપરવા જોઇને એ તેને સંતાપવા લાગ્યો અને પરીક્ષામાં તેને નપાસ પણ કર્યો.

મરિયમે જ્યારે સમકોનીના પુત્રના આચરણની વાત એને કરી ત્યારે અંદરખાનેથી એને આનન્દ થયો. ખ્રિસ્તી-ધર્મના નિયમોને માન્ય નહિ રાખનારની પારાવાર દુષ્ટતાનો આ છોકરાના આચરણથી એને પુરાવો મળ્યો. આ ખાસી તકનો લાભ લઈ નાસ્તિકોને એમની સામે ડાચું ફાડી ઊભા રહેલા અનર્થોનું ભાન કરાવવાનો એણે નિશ્ચય કર્યો. ગમે તેમ કરીને એને પોતાના મનને મનાવવું હતું કે કેવળ આવા હેતુથી જ એણે સઘળાં પગલાં લેવા ધાર્યાં હતાં. પણ મૂળ વાત તો એ હતી કે પેલા ગર્વિષ્ઠ નાસ્તિક પર વેર વાળવાને એ તલપાપડ થઈ રહ્યો હતો.

"અરે, એ તો ગજબ થયો," ઝભ્ભા પર લટકાવેલા ક્રૂસ પર હાથ ફેરવતાં ફેરવતાં પાદરી મિચેલે કહ્યું. "મારા પર વિશ્વાસ મૂકીને બધી વાત કરી તેથી રાજી થયો. હું તો ધર્મનો બંદો જ છું, મારું તો એ કર્તવ્ય જ છે, એટલે એ જવાનને હું શિખામણ આપીશ." "મારા પવિત્ર વ્યવસાયને છાજે એવી રીતે જ એ કામ કરવાનો," પાદરીએ મનને કહ્યું. એ તો ખરેખર માનતો હતો કે છોકરાના પિતાની પોતા પ્રત્યેની દુર્વૃત્તિ પોતે તદ્દન ભૂલી ગયો છે અને કેવળ છોકરાના હિતને ખાતર જ પોતે આ બધી પારમાર્થિક ચિન્તા કરી રહ્યો છે.

બીજે દિવસે મિટિયાના વર્ગમાં ધર્મપાઠ આપતી વખતે પાદરી મિચેલે બનાવટી કૂપનનો વૃત્તાન્ત કહ્યો અને જણાવ્યું કે એ ગુનો કરનારો એ શાળાનો વિદ્યાર્થી જ છે. "એવું કામ કરવું તે તો ખરાબ છે જ, પણ હવે નામુકર જવું તે એથી પણ વધુ ખરાબ છે. માટે તમારામાંના કોઈએ એવું પાપ કર્યું હોય તો ગુનેગાર આવીને એ વાત કબૂલ કરી દે." આમ કહેતી વખતે મિચેલ મિટિયા ઉપર તાકીને જોઈ રહ્યો. એટલે બધા વિદ્યાર્થીઓની નજર પણ મિટિયા તરફ વળી. મિટિયા તો આથી શરમાઈ ગયો; એને ગભરાટ વછૂટ્યો, અને ચહેરા ઉપર પરસેવાનાં મોતિયાં બાઝી ગયાં. છેવટે એ રડી પડયો અને વર્ગમાંથી એણે દોટ મૂકી. એની માને એ વાતની ખબર પડી એટલે તરત તે છબીવાળાની દુકાને ઊપડી, બાર રૂબલ ને પચાસ કોપેક મરિયમ વાસિલીનાને આપ્યા અને છોકરાએ એવું કશું પાપ કર્યું નહોતું એમ કહેવાની તેની પાસેથી કબૂલાત લીધી. પછી એણે ખરી

વાત કોઈને પણ નહિ જણાવવાની—ખાસ કરીને એના પિતાથી તો તદ્દન છાની રાખવાની—મિટિયાને શીખ આપી.

ફેડોર તો ખરી હકીકતથી તદ્દન અજાણ હતો. એટલે નિશાળવાળા પ્રસંગની વાત એને કાને આવી ત્યારે એણે પ્રથમ છોકરાની જુબાની લીધી. પણ તેણે સર્વ આરોપોના સંબંધમાં નિર્દોષતા જણાવી એટલે પછી એ તરત શાળાના આચાર્ય પાસે પહોંચ્યો, પાદરી મિચેલના વર્તન સામે રોષ પ્રકટ કર્યો અને જણાવ્યું કે હું આ બાબતનો પીછો પકડયા વિના નહિ રહું.

આચાર્યે પાદરી મિચેલને તેડાવ્યો, અને તે આવ્યો એવા જ બન્ને જણ લડી પડ્યા.

"કોઈ કમઅક્કલ વૈરીએ આવીને મારા દીકરા પર ખોટું આળ ચડાવ્યું. હવે પાછી એ કહે છે કે છોકરે એવો કોઈ ગુનો કર્યો નહોતો. પણ પાદરીબુવા, તમે પણ એની પેઠે અક્કલ ગુમાવી બેઠા હતા કે આવા પ્રામાણિક અને સાચાબોલા છોકરાની ફોકટ બદબોઈ કરી?"

"બદબોઈ કોણે કરી છે? અને જરાક રીતસર બોલો. મારા ધંધા તરફ કેમ વર્તવું એ તમે ભૂલી જાઓ છો."

"હવે જોયો તમારો ધંધો."

"તમારી ધર્મવિમુખતા આખા શહેરમાં સુવિજ્ઞાત છે," પાદરી મિચેલે કહ્યું. એને એટલો ક્રોધ વ્યાપી ગયો કે એનું નાનકડું અંડાકાર મસ્તક ધ્રૂજવા લાગ્યું.

"અરે સજ્જન! અરે પાદરી મિચેલ!" શાળાનો આચાર્ય બન્નેને ટાઢા પાડવા લાગ્યો. પણ કોઈએ તેને ગણકાર્યો નહિ.

"અમારા વિદ્યાર્થીઓની ધાર્મિક અને નૈતિક કેળવણીની દેખરેખ રાખવી એ ધર્મોપદેશક તરીકે મારું કર્તવ્ય છે."

"હવે ધાર્મિકતાનો ડોળ બધો જવા દોને! ધર્મના ઢોંગધતૂરા બધા પડતા મૂકો! ઈશ્વર કે શૈતાન કશું તમે માનતા નથી એ શું અમે નથી જાણતા?"

"તમારા જેવા માણુસ સાથે વાત કરવામાં મારું ભૂષણ નથી." સમકોનીના છેલ્લા શબ્દો એને વજ્રબાણ જેવા લાગ્યા. આપણે જે વાત દુનિયા આખીથી—બને તો આપણા મનથી પણ—ગુપ્ત રાખવા માગતા હોઈએ તે જ વાત કોઈ આવીને છડેચોક કહે ત્યારે થોડું વસમું લાગે?

મિચેલ ધર્મગુરુઓની પાઠશાળામાં ભણેલો; આથી જ જે ધર્મના અનુયાયી તરીકે પોતાને ઓળખાવતો હતો અને જે ધર્મનું પ્રવચન પાટ ઉપરથી એ કરતો હતો તેમાંથી એની સ્વાભાવિક શ્રદ્ધા લાંબા કાળથી ઊઠી ગઈ હતી. હવે તો એ બળાત્કારે તેના સિદ્ધાન્તો પોતાના મન પાસે મનાવતો હતો અને બીજાઓએ પણ એમ જ કરવું જોઇએ એવા નિર્ણય ઉપર આવ્યો હતો.

પાદરી મિચેલના વર્તનથી સમકોનીને કંઈ અચરજ થયું નહિ; ખ્રિસ્તીધર્મ સમાજ ઉપર જે અસર કરવા લાગ્યો હતો તેના ઉદાહરણરૂપ જ તેનું વર્તન એમે લાગ્યું અને પાદરીએ પોતાના પુત્રના કરેલા અપમાનની વાત એણે સઘળા મિત્રોને જણાવી.

કેવળ જુવાનિયાઓને જ નહિ પણ પીઢપાકટને પણ નાસ્તિકતાની વૃત્તિથી દૂષિત થયેલા દેખી એ અનર્થ સામે જંગ મચાવવાની વિશેષ ને વિશેષ અગત્ય પાદરી મિચેલને

પ્રતીત થવા લાગી. જેમજેમ એ સમકોની અને તેના જેવા બીજાઓની અશ્રદ્ધાને ધિક્કારતો ગયો તેમતેમ એને પોતાની શ્રદ્ધાની સુદૃઢતાનો વિશ્વાસ આવતો ગયો અને તેથી તે શ્રદ્ધા ખરેખર છે કે નહિ તેની ચોકસાઈ કરવાની કે તે શ્રદ્ધાને અનુરૂપ પોતાનું જીવન બનાવવાની જરૂર એને ઓછી જણાવા લાગી. એ ધર્મિષ્ઠ છે એમ એની આસપાસનું જગત માનતું, અને આ ધર્મિષ્ઠતા જ — ધર્મિષ્ઠતાની આ પ્રતિષ્ઠા જ — નાસ્તિકો સામે લડવામાં પાદરી મિચેલનું સર્વોત્તમ શસ્ત્ર હતું

એની સ્ત્રી ગુજરી ગઈ ત્યારથી મિચેલને સાધુ થઈ જવાનો અને પાઠશાળાના પોતાના કેટલાક સહાધ્યાયીઓ જે પંથે પળેલા તે પંથ સ્વીકારવાનો વિચાર થયો હતો. આ સાધુ થયેલા સહાધ્યાયીઓમાંથી એક બિશપ બની ચૂક્યો હતો અને બીજો બનવાની તૈયારીમાં હતો. સમકોની સાથેના કજિયાને લીધે એને જે લાગણીઓ થઈ આવી અને શાળાના આચાર્યનો જે ઠપકો મળ્યો તેને પરિણામે સાધુ થઈ જવાનો એનો જૂનો વિચાર જાગૃત થયો અને તેને અમલમાં મૂકવાનો એણે ઠરાવ કર્યો.

એટલે સત્ર પૂરું થયે મિચેલ વેડને શાળામાંથી રાજીનામું આપ્યું. પછી મિસેલ એવું નામ ધારણ કરી એણે સંન્યાસ ગ્રહણ કર્યો અને થોડા જ વખતમાં વોલ્ગા નદી ઉપરના કોઈ શહેરની શિક્ષણસંસ્થામાં એને અધ્યક્ષની જગા મળી.

# ૧૩

દરમ્યાન પગી વાસિલી દક્ષિણ દિશામાં કૂચ કરી રહ્યો હતો. દિવસના વખતમાં તે મુસાફરી કરતો અને રાત પડે એટલે પોલીસ એને કોઈ ખેડૂતના ઝૂંપડામાં આશરો શોધી આપતો. સર્વત્ર એને ખાવાનું મળતું. ચાલતાં ચાલતાં ઓરલ પરગણાનું એક ગામડું આવ્યું ત્યાં એણે રાત ગાળી. અહીં એને કોઈએ કહ્યું કે એક વેપારીએ એ ગામના જાગીરદારનો બગીચો મોસમ પૂરતો ઇજારે રાખ્યો છે અને રખોપા માટે તેને મજબૂત અને કાબેલ માણસોની જરૂર છે. વાસિલી ભટકીભટકીને થાકો હતો, અને વતન જવાની તો એને મુદ્દલ મરજી જ નહોતી, એટલે એ પેલા વેપારીને મળ્યો અને મહિનાના પાંચ રૂબલથી તે બગીચામાં રખોપિયા તરીકે રહ્યો.

વાસિલીને વાડીના માંડવામાં ખૂબ ગમી ગયું. સફરજન અને જમરૂખ પાકવા લાગ્યાં એટલે તો એ ખુશખુશાલ બની

ગયો. આખો દહાડો એ તાજા મહેકતા ઘાસની પથારી કરી તેના પર પડ્યો રહેતો. લહેજતદાર ખુશબો પમરાવતાં સક્કરજનના ઢગલા એની આસપાસ પડ્યા હોય અને કોઈ છોકરું આવીને ફળ ચોરી ન જાય એટલા માટે ચોતરફ એની નજર ફરતી હોય. વચ્ચેવચ્ચે એ હોઠેથી સિસોટી વગાડે અને ગાયનો લલકારે. એને ગાયનો તો બેસુમાર આવડતાં હતાં અને એનો સૂર પણ મીઠો હતો. ગામની બૈરીઓ અને જુવાન છોકરીઓ એની પાસે સક્કરજન લેવા આવે અથવા બે ઘડી વાત કરવા એની પાસે ઊભી રહે ત્યારે જેવા જેના દીદાર અને જેવાં જેનાં નખરાં એ પ્રમાણે કોઈને મોટાં તો કોઈને નાનાં સક્કરજન એ આપતો અને સાટામાં ઈંડાં કે પૈસા જે મળે તે લેતો. બાકીના વખતમાં એને કંઈ કામ કરવાનું નહોતું એટલે એ સૂઈ રહેતો અને વખત થાય ત્યારે રસોડે જઈ જમી આવતો. કપડામાં એની પાસે એક જ પહેરણ રહ્યું હતું અને તે પણ ઘસાઈ ગયું હતું. પણ એનો બાંધો મજબૂત હતો અને એની તંદુરસ્તી સરસ રહેતી. મજૂરો ભેગો જ્યારે શિરામણ કરવા જતો ત્યારે ત્રણ જણના જેટલું એ એકલો ઉડાવી જતો. વૃદ્ધ ચોકીદાર તો એ જોઈને રોજ સડક જ થઈ જતો. રાત્રે એ કદી ઊંઘતો નહિ, ચોરને ખાળવા એ ખોંખારા કર્યા કરતો અથવા સિસોટી વગાડતો. અંધારામાં પણ એની તીક્ષ્ણ આંખો બિલાડીની પેઠે બધું સ્પષ્ટ જોઈ શકતી.

એકવાર રાત્રે ગામના છોકરાઓનું એક ટોળું સક્કરજન વેઠી લેવા માટે છાનુંમાનું વાડીમાં આવ્યું. બિલકુલ ખખડાટ કર્યા વિના પાછળથી ઓચિંતા આવી વાસિલીએ

એમના ઉપર છાપો માર્યો. નાસી જવાનાં છોકરાઓએ ઘણાં ફાંફાં માર્યાં, પણ વાસિલીએ એક છોકરાને પકડ્યો અને શેઠ આગળ ઊભો કર્યો.

વાસિલીની પહેલી છાપરી વાડીને છેક દૂરને છેડે હતી. પણ ત્યાંથી જામફળ ખલાસ થયાં એટલે એને બીજી છાપરી મળી. ત્યાંથી એના શેઠનું મકાન ચાળીસ જ ડગલાં દૂર હતું. આ નવી જગ્યા એને અત્યંત પસંદ પડી. કેમકે શેઠના કુટુંબની સકળ દિનચર્યા એ અહીંથી દેખી શકતો હતો. એ કુટુંબનાં જુવાન સ્ત્રીપુરુષો સાંજે અથવા છેક રાત્રે બગીમાં બેસી ફરવા જાય, પિયાનો કે વાયોલિન વગાડે, ગીતો ગાય અને નાચે,— આવી રીતે તેઓ અમનચમન કરે તે આખો દહાડો એ જોયાં કરતો. શેઠની કન્યાઓ જુવાન વિદ્યાર્થીઓ સાથે બારીમાં બેસે, ઉત્સાહભેર તેમની સાથે જુદાજુદા વિષયો પર ચર્ચા ચલાવે, જુદાંજુદાં યુગલો ઘન વૃક્ષરાજિમાંથી ચળાઈને આવતી ચાંદનીવાળા માર્ગ ઉપર ફરવા નીકળે,—તે એ જોતો. ખાનપાન લઈને દોડાદોડી કરતા નોકરોને એ જોતો. શેઠને ખાનપાન અને એશઆરામ પૂરાં પાડવા માટે રસોઇયા, કોઠારી, ધોબી, માળી, ગાડીવાન આદિ વર્ગને તન તોડતા એ જોતો. કોઈ કોઈ વાર શેઠના ઘરનું યુવતીમંડળ એની છાપરીએ આવતું, અને વાસિલી એમને રસદાર સુકેસરી સર્વોત્તમ સફરજન આપતો. ત્યાં ઊભીઊભી જ સ્ત્રીઓ એ સફરજન ખાતી, એની સ્વાદિષ્ટતા વખાણતી, માંહોમાંહે ફ્રેંચભાષામાં વાતો કરતી — વાસિલી સમજી જતો કે એ વાતો પોતાને વિશે થતી — અને વાસિલીને કોઈ ગીત સંભળાવાનું કહેતી.

શેઠની જીવનપ્રણાલી વાસિલીને મોસ્કોના લોકો જેવી લાગી અને તેથી એ તેને ધન્ય ગણવા લાગ્યો. એને વધુ ને વધુ ખાતરી થતી ગઈ કે જીવનમાં જો કોઇ અત્યન્ત અગત્યની અને મહત્ત્વની વસ્તુ હોય તો તે પૈસા જ છે. આથી પૈસાની મોટી રકમ કેવી રીતે હાથ કરવી તેનો એણે અખંડ વિચાર કર્યાં કર્યો. આજ સુધી પોતે નાની નાની રકમો ઉપર હાથ મારતો એ રીત હવે એને ખોટી જણાઈ. એવી અવારનવાર નાની નાની ચોરીઓથી શો શક્કરવાર વળે એમ એને થયું. હવે તો એક સુવ્યવસ્થિત યોજના ઘડવી, એને માટે આવશ્યક સઘળી બાતમી પહેલેથી એકઠી કરવી, અને પછી તે એવી રીતે પાર પાડવી કે ચોરીની વાત કોઈના કળ્યામાં પણ ન આવે, એમ એણે નક્કી કર્યું.

આખરે બધો પાક વેડાઈ રહ્યો. પોતાને થયેલા નફાથી શેઠ પ્રસન્ન થયો. વાસિલીના પગારનો એણે ચુકાદો કરી આપ્યો. અને એની નિમકહલાલ નોકરીના બદલામાં એને બક્ષિસ પણ આપી.

વાસિલીએ શેઠના દીકરાએ ભેટ આપેલ નવું જાકીટ અને નવી હેટ ચડાવ્યાં, પણ એ વતન તરફ વળ્યો નહિ. ગામડિયા ખેડૂતની જિંદગીના વિચારમાત્રથી એને તિરસ્કાર છૂટતો એટલે પોતાની સાથે વાડીમાં રખોપે રહેલા કેટલાક છાકટા સિપાઈઓના સાથમાં પાછો એ મોસ્કો ઊપડ્યો. ત્યાં પહોંચ્યા પછી પોતાને જે દુકાનમાં નોકરી મળેલી અને જ્યાંથી માર મારીને શેઠે વગરપગારે એને કાઢી મૂકેલો તે જ દુકાનમાં મધરાતે ખાતર પાડવાનો એણે ઠરાવ કર્યો. તે એ સ્થળથી સારી રીતે વાકેફ હતો અને પૈસા કયે ઠેકાણે રહેતા

હતા તેની પણ એને પૂરી માહિતી હતી. તેથી એણે પોતાની સાથે આવેલા સિપાઈઓને બહાર તપાસ રાખવા ઊભા રાખ્યા, પોતે દરવાજો તોડી દુકાનમાં પેઠો, અને જેટલા હાથ લાગ્યા તેટલા પૈસા લઈને નીકળી આવ્યો. કામ એટલી ચાલાકીથી કર્યું કે ખાતરની નામનિશાની કંઈ રહેવા પામી નહિ. આ દુકાનમાંથી વાસિલીને ૭૭૦ રૂબલ મળ્યા. તેમાંથી સો એણે પોતાના મદદગારોને આપ્યા અને બાકીના પોતાની પાસે રાખી એ બીજે શહેર નાઠો. ત્યાં જઈ સ્ત્રીપુરુષોના સાથમાં ઉડાઉગીરી અને ભ્રષ્ટાચાર આદર્યા. આથી પોલીસે તપાસ કરી એનું પૂર્વજીવન જાણી લીધું અને એને પકડીને કેદમાં નાંખ્યો. આ વખતે એની પાસે ફૂટી બદામ સરખી રહેવા પામી નહોતી.

## ૧૪

ઇવાન મિરોનો હવે નીડર ખડતલ ઘોડાચોર બની ગયો હતો. એની બૈરી એફ્રિમિયાં પહેલાં તો એના આ ધંધાને કાળું કામ કહેતી અને તેથી એને ગાળો પણ દેતી, પણ હવે તો તે પણ રીઢી થઈ ગઈ હતી અને ચોરીની કમાણીમાંથી નવાંનવાં કપડાં પહેરી એનો ધણી ઠાઠમાઠ મારી ફરતો એ જોઈને તે મલકાતી.

જ્યારેજ્યારે ઘોડાની ચોરી થાય ત્યારેત્યારે એમાં ઇવાનનો હાથ જ હોય એમ એના ગામમાં તેમ આખા પરગણામાં સૌ સારી પેઠે જાણતા; પણ કોઈ એનું નામ પ્રગટ કરતું નહિ, કેમકે સઘળા એનાથી ડરતા. અને કદાચ જો કોઈ એના ઉપર શક લાવતું તો યુક્તિપ્રયુક્તિ કરી પોતાની નિર્દોષતા એ પુરવાર કરી બતાવતો. એકવાર કોલોટપરું નામે ગામના ગૌચરમાંથી એણે રાતને વખતે ઘોડાની ચોરી કરી. સામાન્ય રીતે એ જમીનદાર, વેપારી કે સોદાગરનાં જ ઘોડાં ચોરતો. પણ એ કામ કપરું હતું. એટલે જ્યારે ત્યાં એનો લાગ ન ફાવતો ત્યારે ખેડૂતોનાં ઘોડાં ચોરતાં પણ હવે એ અચકાતો નહોતો. કોલોટપરામાં ઘોડાં કોનાં છે એની તપાસ કર્યા વિના જ એ હાંકી ગયો. તે જાતે કંઈ ચોરવા નહિ ગયેલો, પણ જેરાસિમ નામના એક હોશિયાર જુવાનને એણે તે કામમાં રોકેલો. ખેડૂતોને

ચોરીની ખબર છેક મળસકે જ પડી. લૂંટારાને પકડી પાડવા તેઓ ચારે દિશામાં દોડ્યા. દરમ્યાન ઇવાને ઘોડાંને સરકારી જંગલના નાળામાં સંતાડી રાખેલાં.

ઇવાનનો ઇરાદો ઘોડાંને બીજી રાત સુધી ત્યાં જ રાખવાનો અને પછી પચાસ કોસ દૂર વસતા પોતાના ઓળખીતા પાસે તે અત્યન્ત ત્વરાથી મોકલી દેવાનો હતો. પરોઢિયે એ જેરાસિમની ખબર કાઢવા નાળામાં ગયો, તેને ખાવાપીવાનું આપ્યું, અને કોઈ દેખે નહિ એવે આડમાર્ગે ઘેર આવવા નીકળ્યો. પણ કમનસીબે એને રસ્તામાં જંગલના રખેવાળનો ભેટો થઈ ગયો.

"અહ્યા, અત્યારના પહોરમાં આમ ક્યાં ગયો'તો?" રખેવાળે પૂછ્યું.

"જરાક પગ છૂટો કરવા નીકળ્યો'તો," ઇવાને જવાબ આપ્યો.

"ઠીક," રખેવાળે કહ્યું. ઘડીક તે શાન્ત ઊભો રહ્યો, મનમાં કંઈક વિચાર કર્યો, અને પછી ચાલ્યો ગયો. એને ચોક્કસ લાગ્યું કે દાળમાં કંઈક કાળું છે. મોટે મળસકે ઇવાન કારણ વિના જંગલમાં ફરવા નીકળે એ સંભવિત નહોતું. તે પાછો ફર્યો અને આસપાસ તપાસ કરવા લાગ્યો. ત્યાં એકાએક નેળિયામાં રાખેલા ઘોડાનો હણહણાટ એને સંભળાયો. આથી જે દિશામાંથી અવાજ આવેલો તે દિશામાં નીરવ પગલે ચૂપકીથી એ ચાલવા લાગ્યો. માર્ગમાંના ઘાસ અને ભોંય ઉપર ઘોડાના ડાબલાની નિશાનીઓ સ્પષ્ટ દેખાતી હતી. નેળિયા નજીક પહોંચ્યો એટલે જેરાસિમ દેખાયો.

તે બેઠો બેઠો શિરાવતો હતો અને બાજુમાં ઝાડને થડે ઘોડાં બાંધ્યાં હતાં.

રખેવાળે આ બધું જોઈ ગામ ભણી દોટ મૂકી અને ત્યાંથી બેલિફ, પોલીસ અમલદાર અને બે સાક્ષીઓને સાથે લઈ પાછો નેળિયા પાસે આવી પહોંચ્યો. જેરાસિમ બેઠો હતો તે સ્થળને એમણે આવીને ત્રણ બાજુએથી ઘેરી લીધું અને પછી તેને પકડ્યો. એ પોતાનો બધો ગુનો માની ગયો, પણ હમણાં જ દારૂ ઢીંચીઢીંચીને એ અત્યારે ભાન ભૂલી ગયો હતો એટલે સાચી હકીકત એના પેટમાં રાખી શક્યો નહિ. એણે કહ્યું કે ઇવાન મિરોનોએ દારૂ પાઈપાઈને એને આ ચોરી કરવા ઉશ્કેર્યો હતો અને આજે રાત્રે આ ઘોડાં લઈ જવા તે અહીં આવવાનો છે. ખેડૂતોએ ઘોડાં અને જેરાસિમને નેળિયામાં જેમનાં તેમ રહેવા દીધાં અને ઝાડવાં પાછળ સંતાઈ ઇવાનના આગમનની રાહ જોતા તેઓ બેઠા. અંધારું થયું એટલે સિસોટી સંભળાઈ. જેરાસિમે પણ સામી એવી સિસોટી વગાડી ઉત્તર આપ્યો. જેવો ઇવાન ઢાળ ઊતર્યો તેવા જ ખેડૂતો તેની આસપાસ ફરી વળ્યા અને તેને પકડીને ગામમાં લઈ આવ્યા. બીજી સવારે બેલિફના મકાન આગળ એક મોટું ટોળું એકઠું થયું. ઇવાનને બહાર કાઢીને તેની ઝડતી લેવાનું શરૂ થયું. સ્ટિપન પેલેગુએ પ્રશ્નો પૂછવામાં પહેલ કરી. તે ઊંચો પડછંદ આજાનબાહુ જુવાન હતો. એનું નાક પોપટની ચાંચ જેવું હતું અને ચહેરો ગમગીન હતો. એણે લશ્કરી નોકરી પૂરી કરી હતી, અને સ્વભાવે એ એકાન્તપ્રિય તથા થોડાબોલો હતો. બાપથી જુદું ઘર માંડ્યા પછી એકવાર એને ઘોડો ચોરાવાનો કડવો અનુભવ

થયેલો. તે પછી બે વરસ એણે ખાણોમાં મજૂરી કરેલી અને ત્યાં રળેલા પૈસાથી બે નવા ઘોડા લીધેલા. આ બે ઘોડા ઇવાન આજે ચોરી ગયો હતો.

"બોલ, મારા ઘોડા ક્યાં છે?" ક્રોધથી રાતોપીળો થતાં, અને ઘડીમાં ઇવાનના મોં સામે તો ઘડીમાં ભોંય ઉપર જોતાં એણે હાકલ મારી.

ઇવાને કહ્યું, "હું કશું જાણતો નથી." એટલે સ્ટિપને એના મોઢા પર એવા જોરથી મુક્કી મારી કે એનું નાક છૂંદાઈ ગયું અને તેમાંથી લોહીની ધાર છૂટી.

"સાચી વાત બોલી નાંખ, નહિ તો આ ઘડીએ મૂઓ સમજજે."

ઇવાન મૂંગો રહ્યો અને મુક્કીના ઘા ચુકાવવા નમી ગયો. સ્ટિપને પોતાના લાંબા હાથ વડે બીજી બે મુક્કી અડાવી. તોપણ ઇવાન બોલ્યા વિના જડભરત જેવો થઈને ઊભો રહ્યો અને માથું આઘુંપાછું હલાવ્યાં કર્યું.

"લગાવો સાલાને બધાયે!" બેલિફે બૂમ પાડી, એટલે આખું ટોળું ઇવાન ઉપર તૂટી પડ્યું. અક્ષરે બોલ્યા વિના એ ઢળી પડ્યો અને પછી બોલ્યોઃ

"ચાંડાળો, બધા ભેગા થઈને મારવા આવ્યા હો તો મારી નાંખો, નથી ડરતો!"

એના ઉપર નાંખવા માટે ઢેખાળાનો એક મોટો ઢગલો અગાઉથી બધાએ કરી રાખ્યો હતો તેમાંથી સ્ટિપને એક પથરો લઈ જોરથી એના ઉપર ફેંક્યો એટલે એનું તાળવું ચિરાઈ ગયું.

## ૧૫

સ્ટિપન પેલેગુ આદિ ઇવાન મિરોનોના ખૂનીઓને અદાલતમાં ખડા કર્યા. બીજા કરતાં સ્ટિપન ઉપર વધુ ગંભીર તહોમત હતું, કારણકે બધા સાક્ષીઓએ એકરાર કરેલો કે પથ્થર મારી ઇવાનની ખોપરી તોડી નાંખનાર એ હતો. સ્ટિપને પણ અદાલતમાં કશું છુપાવ્યા વિના જે હતું તે ખુલ્લેખુલ્લું કહી નાંખ્યું. ખુલાસા તરીકે એણે જણાવ્યું કે પેટે પાટા બાંધીને સંપડાવેલા બે ઘોડા ચોરાઈ ગયા એટલે પોતે પોલીસમાં ફરિયાદ નોંધાવેલી, પણ તેની ભાળ મેળવવા પોલીસે જાતે મહેનત લીધેલી નહિ, તેમ ધંધાદારી આંકડિયાની મદદથી આવી ભાળ મેળવી શકાય એમ હતું તે મેળવવાની પરવાનગી પણ આપેલી નહિ.

"ઇવાન જેવા ચોરને તો રહેંસી નાંખ્યા સિવાય છૂટકો જ નહોતો. એણે અમને બધાંને ખાવાપીવા ટાળ્યાં."

"પણ બીજા કોઈએ કેમ એના પર હુમલો ન કર્યો? તેં એકલાએ જ કેમ એનું તાળવું તોડી નાંખ્યું?"

"કોણ કહે છે? અમે બધા સાથે જ એના ઉપર તૂટી પડેલા. એને મારી નાંખવો એ આખા ગામને મંજૂર હતું. મેં તો એને છેલ્લો જ ઘા મારેલો. મારા એક ઘાથી તો એ

ટોળા આખાના હજાર ઘાની પીડામાંથી છૂટચો. માણસ તરફડતો હોય એને વધુ વખત હેરાન કરવાથી શો ફાયદો ?"

ન્યાયાધીશો તો સ્ટિપનની આવી અકૃત્રિમ નિષ્ઠુરતા જોઈ દિંગ થઈ ગયા. પણ સ્ટિપનને પોતાને આ ખૂનમાં ખાસ ઘૃણાપાત્ર દેખાતું નહોતું. લશ્કરી નોકરી દરમ્યાન એકવાર એને એક સૈનિકને ગોળીથી વીંધી નાંખવાનો હુકમ મળેલો, એટલે એ સંભારતાં જીવાનની બાબતમાં એને કંઈ ખાસ જુગુપ્સા જેવું લાગ્યું નહિ. "માણસને ગોળીએ વીંધ્યો એટલે ખલાસ—એ મરી જ જવાનો. તે દિવસે એ હતો, આવતી કાલે એની જગાએ હું પણ હોઉં." એવો વિચાર એને આવ્યો. સ્ટિપનને માત્ર એક જ વરસની કેદની સજા થઈ. એના ગુનાના પ્રમાણમાં આ સજા ઘણી હળવી હતી. જેલમાં ગયા પછી એનો ખેડૂતનો વેશ ઉતરાવી નાંખી ભંડારમાં મૂક્યો અને બીજો જેલનો પોશાક એને આપ્યો. સ્ટિપનને અધિકારીઓ માટે બહુ માન તો મૂળે કદી હતું જ નહિ, એમાં આ સજા મળ્યા પછી તો એને ખાતરી થઈ કે બધાયે અમીરઉમરાવો, બધાયે મોટા માણસો લોકોનું લોહી ચૂસવાનો જ ધંધો લઈને બેઠા છે. જેલમાં કાળાપાણીની કે સખ્ત મજૂરીની સજા પામેલા જે જે કેદીઓ એને મળ્યા તે બધાની કથનીઓથી એના આ મતને પુષ્ટિ મળી. એક જણને પોતાના ઉપરીઓ ઉપર ચોરીનો ગુનો સાબિત કરી બતાવવા બદલ સખ્ત મજૂરીની સજા થયેલી, બીજાને કોઈ ખેડૂતની માલમતા ગેરરીતે ઉચાપત કરનાર અમલદારને ઠમઠોર્યા બદલ, ને ત્રીજાને બનાવટી નોટો પાડવા બદલ. ધનાઢ્ય લોકો અને વેપારીઓ નજરમાં આવે

તે કરે અને છતાં એમનો વાળ પણ વાંકો ન થાય; પણ બિચારા ખેડૂતોને તો દમ વિનાના કારણ માટે અથવા બિલકુલ કારણ વિના બેડી પહેરાવી દેવામાં આવે છે એમ એને જણાયું.

કેદમાં હતો તે દરમ્યાન સ્ટિપનની વહુ એને મળવા આવતી. એના વિના તે હેરાનહેરાન થઈ જ ગઈ હતી, તેમાં ઓછામાં પૂરી વળી આગ લાગી અને એમનું ઝૂંપડું બળી ગયું. આથી તે બાઈ છેક નોધારી થઈ ગઈ અને છોકરાંને લઈને તેને ભીખ માગવા નીકળવું પડ્યું. બૈરીની દુર્દશાના સમાચારથી સ્ટિપન વળી વધુ દાઝે ભરાયો એટલે જેલમાં બધા માણસો સાથે એણે બગાડ્યું; દરેક સાથે એ ઉદ્ધતાઈથી વર્તવા લાગ્યો, અને એક દહાડો રસોઇયાને એણે કુહાડીનો એવો ઘા માર્યો કે પેલો માંડ મરતો બચ્યો. આ બધાંને પરિણામે એની સજામાં એક વરસનો વધારો થયો. દરમ્યાન એની બૈરી ગુજરી ગયાના ખબર મળ્યા અને એ ઘરબાર વિનાનો બની ગયો.

સજાની મુદત પૂરી થઈ એટલે એને જેલના ભંડારમાં લઈ ગયા. ત્યાં છાજલી ઉપરથી ઉતારી એનો જૂનો પોશાક એને સોંપ્યો.

"મારે હવે ક્યાં જવું?" કપડાં પહેરતાં પહેરતાં એણે અધિકારીને પૂછ્યું.

"કેમ વળી, ઘેર."

"ઘરબાર તો બધું ફનાફાતિયા થઈ ગયું. હવે તો રસ્તામાં રખડું તો છે. લૂંટનો ધંધો આદરવો પડશે."

"તો વહેલોવહેલો અહીં પાછો આવીશ."

"ના, એ કંઈ કહેવાય નહિ."

આમ કહી સ્ટિપન જેલમાંથી નીકળ્યો. ના પાડતો હતો છતાં એણે રસ્તો તો વતન ભણીનો જ લીધો. બીજે ક્યાંયે જવા જેવું એને હતું જ નહિ.

રસ્તામાં એ રાતવાસો રહેવા એક વીશીમાં ઊતર્યો. વીશીવાળો લાડીમીર જાડો દુંદાળો માણસ હતો, અને સ્ટિપનને તે ઓળખતો હતો. અવળા નસીબને કારણે જ સ્ટિપનને કેદ મળેલી એમ તે જાણતો હતો, અને તેથી એક રાત એને વીશીમાં આશરો આપવામાં તેને હરકત જેવું ન લાગ્યું. તે પૈસાદાર હતો, અને પાડોશીની બૈરીને ફોસલાવીને તેણે પોતાના ઘરમાં બેસાડી હતી. એ બૈરી ધંધામાં તેને મદદ કરતી.

વીશીવાળાએ ગરીબ ખેડૂતનું ઘર ભાંગેલું અને પેલી બૈરી ધણીને તજી વીશીવાળા સાથે ચાલી નીકળેલી એ બધી વાત સ્ટિપન સારી રીતે જાણતો હતો. તે બૈરી ભભકાદાર કપડાં પહેરી અત્યારે ટેબલ પાસે બેઠી હતી અને રુઆબભેર ચા પીતી હતી. જાણે મોટી મહેર કરી નાંખતી હોય એવી રીતે સ્ટિપનને તેણે ચા લેવાનું કહ્યું. આજે રાત્રે વીશીમાં સ્ટિપન સિવાય બીજા કોઈ ઉતારુનો વાસો નહોતો. સ્ટિપનને સૂવાને માટે રસોડાનો ખૂણો મળ્યો. અને પેલી બૈરી મત્રેના કામકાજથી પરવારી પોતાના ઓરડામાં ગઈ. સ્ટિપન પોતાને સોંપેલ ઠેકાણે પથારી કરી પડ્યો, પણ એને ઊંઘ આવી નહિ, એટલે એણે આમતેમ પડખાં બદલવા માંડ્યાં. એને વીશીવાળાની ફાંદના વિચાર આવવા લાગ્યા. આ ચરબીવાળી ફાંદમાં એક મજાનો ચીરો પાડ્યો હોય તો કેવું સારું એમ

એને થયું અને સાથેસાથે પેલી બૈરી વિશે પણ એનું મન ઘોળાયા કર્યું.

ઘડીમાં વળી એ મનને કહે, "આપણે શી પારકી પંચાત? કરશે તે ભોગવશે. આપણે તો સવાર પડે એટલે અહીંથી ચાલી નીકળીએ." તો બીજી પળે પાછો છવાન મિરોનો એની આંખ આગળ ખડો થાય અને વીશીવાળાની ફાંદ તથા મત્રેનાની ગોરી ગરદનના વિચાર આવવા લાગે. "ઠાર તો કરવાં જ પડશે, અને તે બેયને."

એણે બીજીવાર કૂકડો બોલતો સાંભળ્યો. "હવે મારે પતાવી દેવું જોઈએ, નહિ તો હમણાં પરોઢ થશે." રાત્રે સૂતો એ પહેલાં એણે છરો અને કુહાડી દીઠેલાં. અવાજ કર્યા વિના એ ઊઠ્યો, છરો અને કુહાડી લીધાં, અને રસોડા બહાર નીકળ્યો. એ જ ક્ષણે એણે દરવાજાનું તાળું કોઈ ઉઘાડતું હોય એવો અવાજ સાંભળ્યો. વીશીવાળો દરવાજો ઉઘાડી બહાર જતો હતો. સ્ટિપને ધાર્યું હતું તેથી આ તો ઊલટું જ નીકળ્યું. હવે છરો વાપરવાનો વખત જ નહોતો; એણે એકદમ કુહાડી વીંઝી અને વીશીવાળાનું માથું વાઢી નાંખ્યું. વીશીવાળો બારણાના ઉંબરામાં અને ત્યાંથી પછી ભોંય ઉપર ઢળી પડ્યો.

પછી સ્ટિપન એમના સૂવાના ઓરડામાં પેઠો. મત્રેના એને દેખી પલંગમાંથી સફાળી કૂદી પડી, અને પલંગની નજીક ઊભી રહી. તે ને તે જ કુહાડીથી સ્ટિપને એને પણ ઠાર કરી.

પછી એણે દીવો સળગાવ્યો, મેજમાંથી પૈસા લીધા, અને ઘર બહાર ચાલતો થયો.

# ૧૬

એક નાના કસબાશહેરમાં બીજાં બધાં મકાનોથી કંઈક દૂર એક ઘરડો આદમી રહેતો હતો. અગાઉ એ અમલદાર હતો, અને હમણાં દારૂના છંદમાં પડ્યો હતો. એની બે દીકરી અને જમાઈ પણ એની ભેગાં રહેતાં હતાં. સધવા દીકરીને પણ દારૂની લત પડી હતી, અને તે દુરાચારી હતી. એટલે આખા કુટુંબનો બોજો વિધવા દીકરી મરિયમ સેમેનો ઉપર હતો. તેની વય પચાસ વરસની હતી અને તેની ચામડીને કરચલી પડી ગઈ હતી. તેને અઢીસો રૂબલનું વર્ષાસન મળતું હતું અને એનાથી જ કુટુંબનો નિર્વાહ ચાલતો હતો. મરિયમ ઘરનું બધું કામકાજ કરતી, એના વૃદ્ધ, દારૂબાજ, અશક્ત પિતાની સારવાર કરતી, એની બહેનના બાળકની સંભાળ લેતી, અને આખા કુટુંબની રસોઈ કરવાના તથા કપડાં ધોવાના કામને પણ પહોંચી વળતી. આવા પ્રસંગમાં બધે બને છે તેમ ઘરમાં જે કંઈ કામ કરવાનું હોય તે બધું એણે જ કરવું જોઈએ એમ બધાં ધારી બેઠાં હતાં. ઉપરાંત

ઘરનાં ત્રણે જણ એને વારંવાર ધમકાવ્યે રાખતાં હતાં. એનો બનેવી તો છાકટો થઈને આવ્યો હોય ત્યારે એને લગાવતો પણ ખરો. આ બધું એ ધીરજથી સાંખી રહેતી, અને બધે બને છે તેમ, જેમ વધુ કામ એના ઉપર નાંખવામાં આવતું તેમ જલદીથી તે બધાંને એ પહોંચી વળતી. જાતે કષ્ટ વેઠીને પણ ગરીબને એ મદદ કરતી. પોતાનાં કપડાં એ તેમને પહેરાવતી, અને માંદાઓને તો એ પ્રભુપાઠવ્યા ફિરસ્તા જેવી હતી.

ગામના લંગડા દરજીને એકવાર મરિયમ સેમેનોને ઘેર સીવવા બેસાડ્યો હતો. મરિયમના બાપનો ડગલો એને સાંધવાનો હતો, અને શિયાળામાં બહાર જતી વખતે પહેરાય એવી મરિયમની ગરમ બંડી થીગડાં મારી સરખી કરવાની હતી.

દરજી કાબેલ માણસ હતો, અને નજર આગળ જે કંઈ બનતું તેની બારીક તપાસ રાખતો. પોતાના ધંધાને અંગે એણે ઘણી જુદીજુદી જાતનાં લોકો જોયાં હતાં, અને હવે એને માટે બેસી રહેવાનું નિર્મ્યું હતું એટલે બેઠાબેઠા બધી બાબતોનો વિચાર કર્યાં કરવાનો એને રસ હતો.

મરિયમને ઘેર એ અઠવાડિયું બેઠો એટલામાં તે બાઈના જીવનથી એને ભારે અચરજ થયું. એક દિવસ એ બેઠો હતો ત્યાં મરિયમ અંગૂછો ધોવા આવી અને મેરાઈ સાથે વાતો કરવા લાગી મેરાઈને એના ભાઈએ છેહ દીધેલો તે વાત એણે કરી, અને ભાઈને જુદો કાઢી પોતાને ભાગે આવેલી જમીન પર હવે પોતે ગુજારો ચલાવે છે એમ તેણે કહ્યું.

"જુદા રહેવાથી કંઈક બરકત થશે એમ ધારેલું," એણે કહ્યું, "પણ આપણે તો છતાંય એના એ ભૂખડીબારસ રહ્યા છીએ.

"ભાઈ, જિંદગીમાં ભગવાન રાખે તેમ રહેવું, પંડનું ડહાપણ કરી કંઈ ફેરફાર કરવો નહિ એ જ સારું છે," મરિયમે કહ્યું. "ભગવાન રાખે તેમ રહેવું," તે ફરીથી બોલી.

"એવું તે કંઈ હોય, મરિયમબહેન?" લંગડા દરજીએ કહ્યું. "જુઓને, ઘર આખાનો ઢસરડો તમે કર્યાં કરો છો, અને સર્વ સાથે માયાથી વર્તો છો. પણ હું જોયાં કરું છું, તમારી ભલમનસાઈનો કોઈ બદલો વાળતું નથી."

મરિયમ કંઈ બોલી નહિ.

"દુનિયા ઉપર આપણે જે કંઈ ભલું કરીએ તેનું ફળ આપણને સ્વર્ગમાં મળવાનું એવું કંઈક તમે જરૂર ચોપડીઓમાં વાંચેલું હોવું જોઈએ."

"એવી તો આપણને કંઈ ખબર નથી. પણ આપણે તો બને તેટલું ભલું કરવાને મથવું જોઈએ."

"ચોપડીઓમાં એવું લખ્યું છે?"

"હા, ચોપડીઓમાંયે તે." મરિયમે કહ્યું, અને એને ગિરિપ્રવચન વાંચી સંભળાવ્યું. દરજીના હૃદય પર એથી જબરી અસર થઈ. રોજીના પૈસા લઈને જ્યારે એ ઘેર ગયો ત્યારે મરિયમે એને જે કહેલું અને વાંચી સંભળાવેલું તેના વિચાર એના મગજમાં વારંવાર આવવા લાગ્યા.

## ૧૭

ખેડૂતવર્ગ વિશે પિટર નિકોલો સ્વાન્તીનું મન હવે ઘણું ખાટું થઈ ગયું હતું, તેમ ખેડૂતોને પણ હવે એને માટે સારો અભિપ્રાય રહ્યો નહોતો. એક જ વરસના ગાળામાં ખેડૂતો એના જંગલમાંથી સાગનાં સત્તાવીશ ઝાડ કાપી ગયા અને વીમો નહિ ઉતરાવેલો એવો એક કોઠાર એમણે બાળી નાંખ્યો. એટલે પિટરે નિર્ણય કર્યો કે આવા લોકો સાથે હવે લાંબું નભી શકશે નહિ.

એ જ અરસામાં જમીનદાર લિવેન્તો પોતાની જાગીર માટે કોઈ વ્યવસ્થાપક મેળવવા તજવીજ કરતો હતો. એક આગેવાન અમીરે એને ભલામણ કરી કે જાગીરવ્યવસ્થા માટે આખા પરગણામાં પિટર નિકોલો જેવો કાબેલ પુરુષ કોઈ બીજો નથી. લિવેન્તોની જાગીર ગંજાવર હતી, પણ ખેડૂતો બધું હોઈયાં કરી જતા. એટલે એમાંથી કંઈ મહેસૂલ મળતી નહિ. પિટરે બધું ઠેકાણે પાડવાનું માથે લીધું, પોતાની જમીન કોઈને સાંથે આપી દીધી. અને વોલ્ગા નદી પરના દૂરના પ્રાન્તમાં પોતાની પત્ની સાથે લિવેન્તોની જાગીર પર એણે વસવાટ કર્યો.

વ્યવસ્થાનો તો પિટર પહેલેથી રસિયો હતો જ, અને બધી બાબતનો કાયદેસર બંદોબસ્ત થવો જોઈએ એવો એનો સિદ્ધાન્ત હતો. એમાં વળી હવે તો અણઘડ જંગલી ખેડૂતો પારકો માલમતા પચાવી પાડતા તે દરગુજર કરવાની ઉદારતા

પણ એનામાં રહી નહોતી. એટલે એ બધાને સખ્ત નસિયત કરી કડક દાખલો બેસાડવાની આ તક મળી તેથી એ રાજી થયો, અને એકદમ એણે બધા ખેડૂતોને સીધા કરવા માંડયા. એક ખેડૂતે લાકડાની ચોરી કરેલી એટલે તેને જેલમાં બેસાડયો; બીજાએ સામેથી ગાડું હંકારીને આવતો હતો ત્યારે પોતાની ગાડીને માટે રસ્તો મોકળો ન કર્યો અને પોતાને ટોપી ઉતારી સલામ ન કરી એ કારણસર તેને માર માર્યો; અને જે ગૌચરની જમીન બાબત તકરાર ચાલતી હતી તથા ખેડૂતો તે પોતાની માલિકીની છે એમ દાવો કરતા હતા, તેના સંબન્ધમાં તો પિટરે ખેડૂતોને જણાવી દીધું કે હવે પછીથી એમનાં ઢોર ત્યાં ચરવા આવશે તો પોતે હાંકી જશે.

વસન્ત ઋતુ આવી અને વરસોવરસના રિવાજ પ્રમાણે ખેડૂતો પોતાનાં ઢોર જમીનદારનાં મેદાનો પર ચરવા લઈ આવ્યા. પિટરે પોતાને ત્યાં કામ કરતા કેટલાક માણસોને બોલાવ્યા અને ઢોર પોતાના વાડામાં વાળી લેવાનો એમને હુકમ કર્યો. ખેડૂતો તો ખેતરે કામ કરવા ગયા હતા, એટલે એમની બૈરીઓ ચીસો પાડતી રહી અને પિટરના માણસો ઢોર હાંકી ગયા. ઘેર આવ્યા ત્યારે સઘળા ખેડૂતો ટોળે મળી જાગીરદારના વંડા આગળ ગયા અને પોતાનાં ઢોર પાછાં આપી દેવાની માગણી કરી. પિટર તપાસને માટે ઘોડેસવાર થઇ ફરવા નીકળ્યો હતો ત્યાંથી હમણાં જ પાછો ફર્યો હતો, એટલે ખભે બંદૂક લટકાવેલી હતી તે લઇને જ સીધો એ ખેડૂતોને જવાબ આપવા બહાર આવ્યો. દરેક ઘેટાદીઠ પચીસ અને મોટા ઢોરદીઠ પચાસ કોપેકનો

દંડ ભર્યા પછી જ ઢોર છૂટાં કરવામાં આવશે એમ એણે તેમને કહ્યું. ખેડૂતોએ બૂમો પાડી કે ગૌચર તો બાપદાદાના વારાથી અમે વાપરતા આવીએ છીએ, એટલે તે અમારી જ માલિકીનું છે, અને ત્યાં ચરતાં ઢોર પકડી જવાનો કોઈને બિલકુલ હક નથી.

"અમારાં ઢોરાં પાછાં આલી દો નહિ તો પસ્તાવું પડશે," એક બુજરગ ખેડૂતે પિટર પાસે આવીને કહ્યું.

"શું પસ્તાવું પડશે?" પિટરે રાતોપીળો થઇ એ બુજરગ નજીક આવી હાક મારી.

"હવે પાછાં આપી દેને, હરામી, મફતનો શું કામ પજવે છે?"

"શું બોલ્યો?" પિટરે ચીસ નાંખી, અને તે બુજરગના મોઢા ઉપર એક તમાચો ચોડી દીધો.

"મને મારવા આવે છે? ચાલો, અલ્યા જવાનો, જોરજબરાઈથી ઢોરાં હાથ કરો."

ટોળું એની નજીક ધસ્યું. પિટરે ધક્કા મારીને નીકળી જવાની મહેનત કરી પણ કંઈ ફાવ્યું નહિ. વળી બીજીવાર એણે જોર અજમાવ્યું.

આ ધક્કામુક્કીમાં પિટરની બંદૂક અકસ્માત ફૂટી અને એક ખેડૂત લોથ થઈને પડ્યો. એટલે ખેડૂતો ઝનૂને ભરાયા અને તરત જ તૂટી પડ્યા. પાંચ મિનિટમાં તો પિટરનું શરીર બધાએ વીંખી નાંખ્યું અને પાસેના નાળામાં તે ઘસડી ગયા.

ખૂનીઓ પર લશ્કરી કાયદાથી મુકદ્દમો ચાલ્યો અને બે જણને ફાંસીની સજા થઈ.

## ૧૮

જે ગામડામાં પેલો લંગડો દરજી રહેતો હતો ત્યાંના પાંચ પૈસાદાર ખેડૂતોએ મળી જમીનદાર પાસેથી કાળી ભમ્મર જેવી એકસો પાંચ એકર ફળદ્રુપ જમીન ઈજારે રાખી, અને પંદરથી અઢાર રૂબલે એકર એવા દરે બીજા ખેડૂતોને તે સાંથે આપી દીધી. એક પણ એકર જમીન બાર રૂબલથી ઓછા ભાવે નહોતી અપાઈ. આમાં એમને ઘણો નફો મળ્યો, અને દરેકને ભાગ જે પાંચ પાંચ એકર જમીન આવી તે એમને તદ્દન મફત જ પડી. પછી પાંચમાંનો એક ખેડૂત મરી ગયો, એટલે તેને બદલે પેલા લંગડા દરજીને જોડાવાનું કહેવામાં આવ્યું.

જમીનના ભાગ પાડવાનો પ્રસંગ આવ્યો ત્યારે દરજીએ દારૂ પીવાનું મૂકી દીધું, અને કેટલી જમીનના ભાગ પાડવા તથા કયો ભાગ કોને આપવો એ વિશે એની સલાહ પૂછી ત્યારે એણે કહ્યું કે દરેકને સરખી શરતે જમીન વહેંચી આપવી અને જાગીરદાર પાસેથી જે ભાવે જમીન આપણને પડી હોય તે કરતાં જરા પણ વધારે દર ખેડૂતો પાસેથી લેવો નહિ.

"એવુ શાનું વળી?"

"અલ્યા ભાઈઓ, આપણે તે કંઈ કાફર છીએ?" એણે કહ્યું. "એ તો પેલા શેઠિયા લોકો એવા અન્યાયનો ધંધો કરે તે એમને કરવા દો. આપણે તો ખરા ખ્રિસ્તી છીએ એટલે ઈશ્વરની આજ્ઞા પ્રમાણે આપણે તો ચાલવું જોઈએ અને ઈશુ ખ્રિસ્તનું ફરમાન તો મેં તમને કહ્યું એવું જ છે"

"તેં એ બધું ક્યાંથી જાણ્યું?"

"બાઇબલની સુવાર્તાઓમાં એમ લખ્યું છે. રવિવારે મારે ત્યાં એકવાર આવજોને. હું તમને થોડો ભાગ વાંચી સંભળાવીશ, અને પછી આપણે એ વિશે ચર્ચા કરશું."

બધા તો કંઈ રવિવારે એને ઘેર ન ગયા, પણ ત્રણ જણ ગયા, અને તેમની આગળ એણે વાંચવાની શરૂઆત કરી.

એણે સન્ત મેથ્યુની સુવાર્તામાંથી પાંચ પ્રકરણ વાંચ્યાં અને પછી સઘળા ચર્ચા કરવા લાગ્યા. એ ત્રણમાંથી સાંભળેલી વાત મન પર લેનાર તો એક જુવાન ચૂવ જ નીકળ્યો, પણ તેણે એ ઉપદેશ પૂરેપૂરો અમલમાં મૂક્યો, અને તે દિવસથી દરેકેદરેક વાતમાં ખ્રિસ્તની આજ્ઞાનું તે અનુસરણ કરવા લાગ્યો. તેના કુટુંબે પણ તેમ જ કર્યું. પેલી ખેડાણ જમીનમાંથી તેણે પોતાના હકપૂરતો જ ભાગ લીધો, એથી વધુ હરગીજ તેણે ન લીધો.

લંગડા દરજી અને જુવાન પાસે લોકો હવે આવવા લાગ્યા. આમાંના કેટલાક સુવાર્તાનું રહસ્ય સમજવા લાગ્યા અને પરિણામે બીડી, દારૂ, અપશબ્દો આદિ કુટેવો છોડી પરસ્પર મદદ કરવા લાગ્યા. તેમણે દેવળે જવાનું પણ મૂકી દીધું, અને પોતાના ઘરની મૂર્તિઓ લઈ 'અમારે હવે એનો કંઈ ખપ નથી' એમ કહી ગામના પાદરીને ઘેર પધરાવી આવ્યા. પાદરી તો આથી ભડક્યો, અને બધી હકીકત બિશપને લખી જણાવી. બિશપને પણ શું કરવું તેની સૂઝ પડી નહિ. આખરે એણે અગાઉ મિટિયા સમકોનાંના ધર્મશિક્ષક હતો તે મહાધ્યક્ષ મિસેલને આ ગામ મોકલવાનો ઠરાવ કર્યો.

## ૧૯

મિસેલ આવી પહોંચ્યો એટલે બિશપે એને બેસાડ્યો અને પોતાના ધર્મપ્રાન્તમાં બન્યું હતું તે એને જણાવ્યું.

"આ બધું આત્માની નબળાઈ અને અજ્ઞાનનું પરિણામ છે. પણ તમે વિદ્વાન પુરુષ છો, એટલે તમને એ કામ સોંપું છું. એ ગામ જાઓ, આ ખ્રિસ્તીમંડળને એકઠું કરો, અને એણે કરેલી ભૂલ એને બતાવો."

"મહન્તવર્યની આજ્ઞા હોય તો હું જાઉં, આપના આશીર્વાદથી સૌ સારાં વાનાં થશે," મિસેલે કહ્યું. સોંપાયેલા કામથી એ અતિ પ્રસન્ન થયો. પોતાની ધર્મશ્રદ્ધાની મક્કમતા પ્રદર્શિત કરવાની જે કોઈ તક એને મળતી તે એને વરદાન જેવી લાગતી. બીજાઓને સમજાવવામાં એનો આશય પોતે ખરેખર દૃઢ શ્રદ્ધાળુ છે એવું પોતાના મનને સમજાવવાનો જ મુખ્યત્વે હતો.

"હા, જાઓ, અને બને તેટલું કરો. મારા આશ્રિત વર્ગના સંબન્ધમાં મને ભારે ઉચાટ થાય છે," આમ બોલતાં બોલતાં ચાકર ચા લઈને આવેલો તેની પાસેથી બિશપે ગોરા જાડા હાથ વતી નિરાંતે એક પ્યાલો લીધો.

"આ એક જ જાતનો મુરબ્બો કેમ આણ્યો ? બીજો લઈ આવ," નોકરને એણે હુકમ કર્યો "મને ભારે ઉચાટ થાય છે," મિસેલ તરફ ફરીને એણે બીજીવાર કહ્યું

આવા કામમાં પોતાની ઊલટ બતાવી આપવાની મિસેલને તીવ્ર ઇચ્છા હતી; પણ પોતાની આર્થિક સ્થિતિ બહુ સારી નહિ હોવાથી વાટખરચીના પૈસા એણે માગ્યા; અને પોતાથી નારાજ થયેલા જંગલી લોકો કદાચ કંઈ તોફાન કરે એવો એને ડર હોવાથી જરૂર પડયે સ્થાનિક પોલિસખાતું પોતાને મદદ કરે એવો તે પ્રાન્તના સૂબા પાસેથી હુકમ મેળવવાનું એણે બિશપને કહ્યું. બિશપે એની બન્ને માગણીઓ મંજૂર રાખી એટલે મિસેલે ચાકર સાથે મળીને પોતાનો સરસામાન તૈયાર કર્યો. આવા ખૂણાના સ્થળે જતાં માર્ગમાં એને જે ખાવાપીવાની વસ્તુ જોઈએ તે બધી એને પૂરી પાડવામાં આવી. આ પ્રમાણે બધી સામગ્રી સજ્જ કરીને પેલે ગામ જવા એ નીકળ્યો. પોતાને સોંપાયેલા કાર્યનું મહત્ત્વ એ બરાબર સમજતો હતો અને તેથી મલકાતો હતો. જાતે જ ધર્મમાં અનેક શંકા ધરાવતો હતો તે બધી અત્યારે ચાલી ગઈ, અને પોતાની આસ્થા તો અચળ છે એવી એને હવે પૂરી ખાતરી થઈ.

પૂજાવિધિ સામે જે દલીલો કરવામાં આવતી હતી તે જ અત્યારે એના મગજમાં ઘોળાવા લાગી. ધર્મના મૂળભૂત સિદ્ધાન્તો વિશે તો એણે કશો વિચાર જ ન કર્યો — એ સિદ્ધાન્તો તો એણે સ્વયંસિદ્ધ સત્ય તરીકે સ્વીકારી જ લીધા હતા.

## ૨૦

ગામના પાદરી અને તેની પત્નીએ મિસેલનો ખૂબ માન-પૂર્વક આદરસત્કાર કર્યો, અને એ પહોંચ્યો તેને બીજે દહાડે સમગ્ર અનુયાયીવર્ગને દેવળમાં બોલાવ્યો. મિસેલે નવો રેશમી ઝભ્ભો પહેર્યો, છાતી આગળ મોટો ક્રૂસ લટકાવ્યો, લાંબા કેશ કાળજીથી સમાર્યા, અને દેવળમાં આવી વ્યાખ્યાનપાટ પર ચડ્યો. ગામનો પાદરી એની પડખે ઊભો રહ્યો, અને કીર્તનિયા તથા બીજા નોકરો એની પાછળ થોડે દૂર ઊભા રહ્યા. બાજુના પ્રવેશદ્વારે પોલીસનો પહેરો બેસી ગયો. ચાલુ પ્રથાથી જુદા પડનાર પેલા ભિન્નપંથીઓ પણ ગંદાં કપડાં પહેરી આવ્યા હતા.

પ્રાર્થના થઇ રહ્યા બાદ મિસેલે પ્રવચન કર્યું તેમાં આ બંડખોરોને નરકયાતનાનો ડર દેખાડી તથા પશ્ચાત્તાપ કરે તેને સંપૂર્ણ માફીનું વચન આપી અસલ ધર્મવિધિનો સ્વીકાર કરવાનો બોધ આપ્યો.

આ મતાન્તરવાદીઓ પ્રથમ તો શાન્ત રહ્યા. પછી એમને પ્રશ્નો પુછાયા તેના ઉત્તર એમણે આપ્યા. મતાન્તરનું કારણ પૂછવામાં આવતાં એમણે જણાવ્યું કે મુખ્ય કારણ તો એટલું જ કે શાસ્ત્રમાં મૂર્તિપૂજાનો વિધિ તો નથી જ, પણ ઊલટો સ્પષ્ટ નિષેધ છે; છતાં દેવળમાં કાષ્ટની મૂર્તિઓને પૂજવામાં આવે છે.

એટલે મિસેલે પૂછ્યું, "આ પવિત્ર મૂર્તિઓ કેવળ લાકડાના ટુકડા જ છે એમ તમે માનો છો ?"

ચૂવે જવાબ આપ્યોઃ

"એમાં પૂછવાનું શું છે વળી ? ચાહે તે મૂર્તિ લઈને તમે જાતે જ જોઈ લોને."

પાદરીઓ સામેના વાંધાનું કારણ પૂછ્યું ત્યારે એમણે કહ્યું કે શાસ્ત્રવચન તો એવું છે કે "તમને જેમ મફત મળ્યું છે તેમ તમારે પણ બીજાને મફત આપવું; ત્યારે આ પાદરીઓ તો સંસ્કાર કરાવતી વખતે આશીર્વાદ આપે છે તેના પણ પૈસા માગે છે." મિસેલે બાઈબલનો આધાર આપી આપીને એમનો પક્ષ તોડવાને ઘણી દલીલો કરી, પણ એ દરેક દલીલનો પેલા દરજીએ અને છવાન ચૂવે શાન્ત છતાં મક્કમ જવાબ વાળ્યો, અને એમનું શાસ્ત્રનું જ્ઞાન અસાધારણ હતું, એટલે એનાં સર્વ વિધાનોનો એમણે શાસ્ત્રપ્રમાણો આપીને જ વિરોધ કર્યો.

મિસેલ આથી ગુસ્સે થયો અને સત્તાવાળા મારફતે એમને રંજાડવામાં આવશે એવી બીક બતાવી, પણ એમણે તો જવાબ આપ્યોઃ "ફાવે તે કરોને; કરશો તેવું પામશો એ શાસ્ત્રવચન છે."

વાદવિવાદથી કંઈ વળ્યું નહિ, અને મિસેલ શાન્ત રહ્યો હોત તો આખું પ્રકરણ નિર્વિઘ્ને પતી જાત. પણ એણે તો બીજે દિવસે ઉપદેશ વખતે આસ્તિકોને ચળાવનારા દુષ્ટો પ્રત્યે તિરસ્કાર દર્શાવ્યો અને તે સખ્ત સજાને પાત્ર છે એમ જણાવ્યું. આથી દેવળમાંથી નીકળતી વખતે ખેડૂતોના ટોળાએ આખા સમૂહના ચિત્તને ક્ષોભ પમાડનાર આ નાસ્તિકોનાં હાડકાં ખોખરાં કરવાની સંતલસ કરી. તે દિવસે સાંજે મિસેલ ગામના પાદરી અને ઈન્સ્પેકટરની સાથે બેઠોબેઠો મિષ્ટાન્ન આરોગતો હતો તે જ વખતે, ગામમાં એક જબરો બખેડો થયો. ખેડૂતો ટોળે મળીને ચૂવના ઘર પાસે આવ્યા, અને મતાન્તરવાદીઓ અંદરથી નીકળે એવા તેમને ઝૂડી નાંખવા બહાર ઊભા રહ્યા.

મકાનમાં એકઠાં થયેલાં મતાન્તરવાદી સ્ત્રીપુરુષોની સંખ્યા આશરે વીસ જેટલી હશે. મિસેલના ભાષણથી, આસ્તિકોના વલણથી, અને એમની ધમકીઓથી તેમના હૃદયમાં આજ સુધી નહિ અનુભવેલી એવી રોષની લાગણીઓ પ્રગટી હતી. દહાડો નમવા આવ્યો હતો, અને સ્ત્રીઓને ગાયો દોહવા જવું હતું, પણ બહાર ખેડૂતોનું ધાડિયું આંટા મારતું હતું તે હજુ વીખરાયું નહોતું.

એક છોકરો બહાર નીકળવા ગયો ત્યાં એના ઉપર માર પડ્યો અને એને પાછું ઘરમાં ઘૂસી જવું પડ્યું. હવે શું કરવું તે વિશે અંદર રહેલા લોકો મસલત કરવા લાગ્યા, પણ કોઈ એક નિર્ણય પર તેઓ આવી શક્યા નહિ. દરજીએ કહ્યું: "આપણે સામે ન થવું, જેટલું ગુજારે એટલું વેઠી લેવું." ચૂવે જવાબ આપ્યો કે "એમ કરશો તો તો

કોઈ જીવતું ઘેર પહોંચવા નહિ પામે." એટલે એ તો હાથમાં સળિયો લઈને ઘર બહાર નીકળી પડ્યો અને બોલ્યો, "ચાલો, મૂસાએ કર્યું હતું એવું કરો !" પછી એ ખેડૂતો પર તૂટી પડ્યો અને એક જણની આંખ એણે ફોડી નાંખી. દરમ્યાન મકાનની અંદરનાં બીજાં માણસો તજવીજથી સટકી ગયાં અને ઘેર પહોંચી ગયાં.

ચૂવ ઉપર ફિસાદ અને ઈશ્વરનિન્દાના આરોપ મુકાયા અને એને જેલની સજા થઈ.

## ૨૧

પાછળ વર્ણવેલા બનાવો પૂર્વે બે વરસ ઉપર પ્રાચ્ય દેશોની સ્ત્રીઓ જેવી મજબૂત અને ફૂટડી એવી એક કતિયા તુરચાની નામની યુવાન કન્યા દોનના લશ્કરી થાણામાંથી સેંટ પિટર્સબર્ગ આવી હતી અને ત્યાંની વિદ્યાપીઠના મહિલા-વિદ્યાલયમાં અભ્યાસ કરતી હતી. આ નગરમાં એને સિમ્બિરસ્ક પ્રાન્તના કોઇ જિલ્લાના હાકેમનો દીકરો તુરિન ભણતો હતો તેનો ભેટો થયો અને તેની સાથે એ પ્રેમમાં પડી. પણ એનો પ્રેમ સામાન્ય પ્રકારનો નહોતો, અને તેની પત્ની કે તેનાં બાળકોની જનેતા થવાની એની ઇચ્છા નહોતી. તેની સાથેનો એનો સંબંધ દિલોજાન દોસ્તની જાતનો હતો, અને બન્નેના હૃદયમાં જે એકસરખી બંડની વૃત્તિ જાગ્રત થયેલી હતી, તથા કેવળ ચાલુ શાસનપ્રણાલીઓ સામે નહિ પણ તે શાસનપ્રણાલીના સર્વે પ્રતિનિધિઓ સામે પણ ધિક્કારની જે એકસરખી લાગણી તેઓ બન્ને ધરાવતાં હતાં તે એમને બાંધનારા પ્રેમસૂત્રરૂપ હતી. પોતાના શત્રુઓ કરતાં પોતે સંસ્કૃતિ, બુદ્ધિ અને નીતિ એ સર્વમાં ચડિયાતાં છે એવી સમજણ પણ બન્નેમાં સમાન હતી. કતિયા મેધાવિની બાળા હતી, અને એની સ્મરણશક્તિ પણ

ઉત્તમ પ્રકારની હતી, એટલે વર્ગનાં વ્યાખ્યાનો એ સહેલાઈથી યાદ રાખતી પરીક્ષાઓમાં એ હમેશ વિજય મેળવતી, અને પાઠ્યક્રમ સિવાયના પણ સઘળા નૂતન ગ્રંથો એ વાંચતી. છોકરાં જણવાં અને ઉછેરવાં એ બિલકુલ પોતાનું કામ નથી એવો એનો મક્કમ અભિપ્રાય હતો, અને એવા જીવન તરફ એ કંટાળા અને તિરસ્કારની નજરે જોતી. રાષ્ટ્રની સર્વોત્તમ શક્તિઓને રૂંધી રાખનારી વર્તમાન શાસનપદ્ધતિને દફનાવવાને તથા છેલ્લામાં છેલ્લા વિદેશી લેખકોએ પ્રબોધેલો ઉચ્ચતર જીવનક્રમ લોકો સમક્ષ રજૂ કરવાને કાજે જ પોતાનો અવતાર છે એમ એ માનતી. એ અંગે દેખાવડી અને ભરાવદાર હતી. એનો વાન ગોરો હતો, આંખો પાણીદાર હતી, અને વાળ વિપુલ અને કાળા હતા. જે જે પુરુષોના સંસર્ગમાં એ આવતી તેમના હૃદયમાં એ એવી વૃત્તિઓ જગાવતી કે જે સંતોષવાને એને ઇચ્છા કે અવકાશ કંઇયે નહોતું, કેમકે એ તો સદા પ્રચારકાર્યમાં જ નિમગ્ન રહેતી—જોકે આ પ્રચારકાર્ય મુખ્યત્વે કરી કેવળ વાતોમાં જ પરિસમાપ્ત થતું. છતાં પુરુષોમાં પોતાને માટે આવી વૃત્તિઓ જન્મે તે એને અણગમતી વાત નહોતી. પોશાકમાં એ બહુ આછકલાઈ ન રાખતી, છતાં શરીરસૌંદર્યની બાબતમાં એ છેક બેપરવા પણ નહોતી. પોતાની પ્રશંસા થાય તે એને ગમતું, કારણકે અન્ય સ્ત્રીઓ જેને માટે મરી પડે છે તેને પોતે કેવી તુચ્છકારે છે એ દર્શાવી આપવાની એને તેથી તક મળતી.

સરકાર સાથે ઝઘડવામાં કેવી રીતો અખત્યાર કરવી તે વિશે એના વિચારો એના દોસ્ત તુરિન અને બીજા

ઘણાખરા સાથીઓ કરતાં ઘણા આગળ વધેલા હતા; એ તો ઉપદેશતી કે આવા યુદ્ધમાં સઘળી રીતો—ખૂન સુદ્ધાં—વાજબી જ લેખાય. પણ આવા વિપ્લવકારી વિચારો છતાં કતિયા તુરચાની અંતરથી ઘણી માયાળુ છોકરી હતી, અન્યના શ્રેય અને સુખને ખાતર સ્વાર્થત્યાગ કરવા એ સદા તત્પર રહેતી, અને બાળક, વૃદ્ધ, કે પશુ કોઈનું પણ ભલું કરવાનું એનાથી બનતું ત્યારે એ અંતઃકરણપૂર્વક પ્રસન્ન થતી.

ઉનાળો એ પોતાની એક બહેનપણી વોલ્ગા નદી પરના નાના શહેરમાં મહેતીજીનું કામ કરતી હતી તેની સાથે ગાળવા ગઈ. તુરિન પણ તે શહેરની નજીક જ પોતાના પિતાની જાગીરમાં રહેતો હતો. આ બન્ને બાળાઓને મળવા તે ઘણીવાર જતો. વાંચવાને માટે પુસ્તકોનો તેઓ વિનિમય કરતાં, લાંબી ચર્ચાઓ ચલાવતાં, અને દેશની દુર્દશા પરત્વે એકમતે રોષ પ્રગટ કરતાં. જિલ્લાનો દાકતર તેમનો મિત્ર હતો. અને ઘણીવાર તે પણ તેમની ભેગો ભળતો.

તુરિનકુટુંબની જાગીર પિટર નિકોલોને વ્યવસ્થા માટે સોંપાયેલી લિવેન્તોની જાગીરની પડોશમાં હતી. પિટર નિકોલોએ ત્યાં વસવાટ કર્યો અને કડક નિયમન આદર્યું તે પછી તરત લિવેન્તોજાગીરના ખેડૂતોમાં સ્વાતન્ત્ર્યની વૃત્તિ ઉદ્‌ભવેલી જોઈને તેમજ પોતાના હકો જાળવી રાખવાનો તેમનો નિશ્ચય નીરખીને તુરિનને તેમની બાબતોમાં રસ પડવા લાગ્યો. આ માણસો સાથે વાતચીત કરવા એ વારંવાર તે ગામ આવતો, પોતાના સમાજસત્તાવાદી મતોનો ત્યાં વિસ્તાર કરતો, અને ખાસ કરીને જમીનને

રાષ્ટ્રીય સંપત્તિ ગણવી જોઈએ એવા સિદ્ધાન્તો ઉપર ભાર મૂકતો.

પિટરનું ખૂન થયા પછી અને ખૂનીઓને શિક્ષા થયા પછી આ નાના શહેરનું ક્રાન્તિવાદી મંડળ ધૂંવાપૂંવા થવા લાગ્યું, અને પોતાનો રોષ જાહેર રીતે વ્યક્ત કરતાં પણ ડર્યું નહિ. તુરિન તે ગામની વારંવાર મુલાકાત લેતો અને વિદ્યાર્થીવર્ગમાં પ્રચારકાર્ય કરતો એ હકીકત મુકદ્દમા દરમ્યાન અધિકારીઓના જાણવામાં આવી. આથી એના ઘરની ઝડતી લેવામાં આવી, અને તેમાંથી થોડાં ક્રાન્તિબોધક ચોપાનિયાં પોલીસને હાથ લાગ્યાં એટલે એને પકડ્યો અને સેંટ પિટર્સબર્ગના કારાગૃહમાં મોકલી દીધો.

કતિયા તુરચાની પણ એની પાછળ રાજનગર ઊપડી અને એને કારાગૃહમાં મળવા ગઈ. તે ગઈ તે દહાડે તો તેને પ્રવેશની રજા ન મળી, અને કેદીઓની મુલાકાત માટે નિયમસર મુકરર થયેલા દિવસે આવવાનું તેને કહેવામાં આવ્યું. જ્યારે મુકરર થયેલો દિવસ આવ્યો અને તુરિનની મુલાકાત માટે તેને રજા મળી ત્યારે પણ એક બાજુથી કેદી અને બીજી બાજુથી મુલાકાત લેનાર એ બન્નેને વિખૂટા રાખે એવી બેવડી જાળી વાટે તેને વાતચીત કરવી પડી. આવી મુલાકાતે સત્તાધારીઓ સામેના તેના રોષમાં બળતામાં ઘી હોમ્યું. તુરિનનો મુકદ્દમો ચલાવનાર અમલદારની પાસે જઈ આવ્યા પછી તો તેની વૃત્તિઓ વિશેષ બંડખોર બની. એ અમલદાર દેખાવડો હતો, અને કતિયા જો બદલામાં તેની સાથે ગેલ કરવા દે તો કેદીની મુલાકાતોમાં તેને ખાસ સગવડો આપવાનું એણે વલણ દર્શાવ્યું. આવા નીચ માણસ

પર તિરસ્કાર થવાથી કતિયાએ પોલીસના વડાને અરજ ગુજારી. આગલા અમલદારે અમલદારી રીતે વાત કરતી વખતે કર્યો હતો તેમ આણે પણ ઢોંગ કર્યો કે મારી પોતાની પાસે કશી સત્તા નથી, હું તો રાજ્યમન્ત્રીના હુકમોને સર્વથા અધીન છું. એટલે તેણે રાજ્યમન્ત્રીને મુલાકાતની પરવાનગી આપવા અરજી કરી, પણ તેના માગણી કોઈએ સ્વીકારી નહિ.

છેવટે તેણે એક સાહસિક કામ કરવાનો નિર્ધાર કર્યો અને એક રિવૉલ્વર ખરીદી.

## ૨૨

રાજ્યમન્ત્રી નીમેલે વખતે અરજદારોની અરજ સાંભળી રહ્યો હતો. અત્યારસુધીમાં એણે ક્રમવાર ત્રણ અરજદારોની વાતો સાંભળી હતી, અને હવે એક મનોરમ હરિણાક્ષી યુવતી ડાબા હાથમાં અરજી લઈને એની પાસે આવી. આ અરજદારની રમણીયતા જોઈને મન્ત્રીની આંખો ચમકવા લાગી, પણ પાછું એને પોતાની પદવીના ગૌરવનું સ્મરણ થયું અને તેને છાજે એવો ગંભીર દેખાવ એણે ધારણ કર્યો.

"તમારે શું કામ છે?" પેલી ઊભી હતી ત્યાં જઈને એણે પૂછ્યું. એના પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના યુવતીએ કપડા નીચેથી રિવોલ્વર કાઢી અને એની છાતી સામે તાકીને તે ફોડી, પણ નિશાન ચૂકી ગઈ.

મન્ત્રી તેની તરફ ધસ્યો, અને તેનો હાથ પકડવા મથ્યો, પણ તે નાસી છૂટી અને થોડાં ડગલાં પાછી હઠી ફરી રિવોલ્વર ફોડી. એટલે મન્ત્રીએ તો ઓરડામાંથી હડી કાઢી. પછી તે બાઈને તત્ક્ષણ પકડી લેવામાં આવી. તેને આખે અંગે

સખ્ત ધ્રુજારી થઈ અને એક પણ શબ્દ તેના મોંમાંથી નીકળી શક્યો નહિ. ઘડીવાર પછી ઘેલીની પેઠે તે ઓચિન્તી ખડખડાટ હસી પડી. મન્ત્રીને લેશમાત્ર ઈજા થઈ નહોતી.

આ બાઈ તે કતિયા તુરચાની હતી. તેને કાચી કેદમાં રાખવામાં આવી. મન્ત્રીને મોટામોટા પુરુષો તરફથી, ખુદ સમ્રાટ તરફથી પણ, અભિનન્દન અને અનુકંપાના સંદેશા મળ્યા. સમ્રાટે તો આ ગુપ્ત વધના પ્રયત્નનું પ્રેરક કાવતરું શોધી કાઢવા એક પંચ નીમ્યું. વસ્તુતઃ તો કાવતરા જેવું કંઈ હતું જ નહિ, પણ વન્ધ્યાપુત્ર જેવા કાવતરાના તારેતાર ખોળી કાઢવાને માટે પોલીસ અમલદારો અને ગુપ્તચરો ભારે ઉત્સાહથી મંડી પડ્યા. પોતાને મળતો પગાર હલાલ કરવાને તેમણે તનતોડ મહેનત કરવા માંડી; મોટે મળસકે તેઓ ઊઠતા, એક પછી એક ઘરની ઝડતી લેતા, હાથ લાગે તે કાગળો અને ચોપડીઓની નકલ કરી લેતા, ખાનગી રોજનીશીઓ અને અંગત પત્રો વાંચતા, ઉત્તમ નોટપેપર ઉપર ફાંકડા અક્ષરે તેમાંથી ઉતારા કરી લેતા, કતિયા તુરચાની-ને સેંકડો વખત પ્રશ્ન પૂછતા, અને એના મળતિયાઓનાં નામ જાણી લેવા સારું જેના જેના પર શક આવે તે સર્વને એની સામે ઊભા કરતા.

મન્ત્રી મૂળે ભલો માણસ હતો, એટલે આ સુંદર બાળા માટે એને ખરેખર ખેદ થયો. પણ એણે પોતાના મનને સમજાવ્યું કે પોતાને જે મહત્ત્વનાં રાજ્યકર્તવ્યો સોંપાયાં છે તેનો વિચાર કરવો એ પોતાની ફરજ છે, પછી ભલેને એ કર્તવ્યોને અંગે એને કામ કે બોજા જેવું કંઈયે ન રહેતું હોય. એટલે, એનો જૂનો સહાધિકારી હમણાં ખજાનચી

હતો અને તુરિન કુટુંબનો મિત્ર હતો તે સરકારી નૃત્યસમારંભ પ્રસંગે એને મળ્યો અને તુરિન તથા તુશ્ચાનીની બાબતમાં એનું હૃદય પિગળાવવા પ્રયત્ન કર્યો, ત્યારે એણે ખભા મચકોડયા, અને પોતાના ધોળા વાસકૂટ પરની રાતી રિબન ખેંચતાંખેંચતાં એણે કહ્યું, "આ છોકરીને બચાવી શકાત તો મને કેટલો આનંદ થાત! પણ ફરજ આગળ શો ઈલાજ?"

આ બધો વખત કતિયા જેલમાં હતી. કેટલીકવાર તેની મનોદશા સ્વાસ્થ્ય જાળવતી અને એવે વખતે તે પડોશના કેદીઓ સાથે ભીંત પર ટકોરા મારી વાતો કરતી તથા પોતાના પર મોકલવામાં આવતાં પુસ્તકો વાંચતી. પણ પાછા રૌદ્ર પ્રકોપના દિવસો પણ આવતા, અને ત્યારે તે ભીંતો પર મુક્કા મારતી અને ઘેલીની પેઠે ચીસો પાડતી અને હસ્યા કરતી.

# ૨૩

એક દિવસ મરિયમ સેમેનો તિજોરી ઑફિસમાંથી જિવાઈની રકમ લઈ ઘેર આવતી હતી ત્યાં રસ્તામાં એક ઓળખીતા મહેતાજી મળ્યા.

"જે...જે, મરિયમ બહેન, પૈસા લઈ આવ્યાં?" રસ્તાને સામે છેડેથી મહેતાજીએ ઘાંટો પાડ્યો.

"હા," મરિયમે કહ્યું. "કંઈ ઝાઝા નથી. આ ખરચખૂટણમાં ચાલશે."

"અરે, એ રકમમાંથી વળી કંઈ કંઈ મજાની ચીજો કોઈને માટે લેવાની હશે," મહેતાજીએ કહ્યું, અને એને નમસ્કાર કરી ચાલતો થયો.

"જે...જે," મરિયમે કહ્યું. એનું ધ્યાન મહેતાજી ભણી હતું ત્યાં એક લાંબા હાથ અને મારકણી આંખોવાળા કાઠાળા પુરુષનો એને ભેટો થયો. ઘેર આવી તો ત્યાં પણ ફરી તે પુરુષને દેખી એ ભડકી. પેલો માણસ એની પાછળ પાછળ આવેલો. બાઈ ઘરમાં ગઈ એટલે ઘડીભર તે ત્યાં ઊભો રહ્યો અને પછી પાછો વળી ચાલતો થયો.

મરિયમને પહેલાં તો જરા ડર લાગ્યો. પણ ઘેર આવ્યા પછી એણે પોતાના પિતાને અને ભાણેજ ફેદિયાને તેમને માટે આણેલી વસ્તુઓ આપી અને કૂતરા મોતિયાને પંપાળ્યો એટલે તે આનન્દથી કૂદવા લાગ્યો. આમ કરતાં

પૈસો ડર એના ચિત્તમાંથી ખસી ગયો. બાપને પૈસા સોંપી એ કામે વળગી, કારણકે આ ઘરમાં પગ વાળીને બેસવાનું એને માટે નહોતું જ.

રસ્તામાં જે પુરુષનો એને ભેટો થયેલો તે સ્ટિપન હતો.

વીશીવાળાને મારી નાંખી તે શહેરમાં નહોતો ગયો. નવાઈ જેવી વાત છે કે પોતે ખૂન કર્યું તે બાબતની તેને અરેરાટી ન થઈ. તેના ચિત્તમાં એ વીશીવાળાનું સ્મરણ પછીને દિવસે વારેવારે થયાં કર્યું, અને કોઈને પણ પત્તો ન લાગે એવી હિકમત અને કુશળતાથી પોતે એનું કાસળ કાઢી નાંખ્યું એ વિચારથી ઊલટો તે પ્રસન્ન થયો. હવે તેને વિશ્વાસ બેઠો કે આ પ્રમાણે બીજા માણસોનાં ખૂન પણ બિનહરકતે પોતે કરી શકશે. હોટેલમાં જઈ ચા પીવા બેઠો ત્યારે પણ ત્યાં બેઠેલાં બધાં માણસોનાં ખૂન કેવી રીતે કરવાં એનો જ વિચાર તેને આવ્યો. સાંજે તે રાતવાસો કરવા પોતાના ગામનો એક ગાડાવાળો ત્યાં રહેતો હતો એને ઘેર ગયો. આ વખતે ગાડાવાળો ઘેર નહોતો, એટલે એની રાહ જોતો તે બેઠો અને એની ઘરવાળી સાથે વાતો કરવા લાગ્યો. પણ જેવી એ બાઈ સૂવા ભણી ગઈ કે એને મારી નાંખવાની તેને તલપ થઈ આવી. પહેલાં તો પોતાની આવી વૃત્તિ જોઈ તેને અચંબો થયો અને તેણે ડોકું ધુણાવ્યું; પણ બીજી જ પળે તેણે સંતાડેલો છરો હાથમાં લીધો, બાઈને ભોંય પર પટકાવી અને એનું ડોકું ઉડાવી દીધું. આ જોઈ બાળકો ચીસો નાંખવા લાગ્યાં એટલે એમને પણ તેણે ઠાર કર્યાં અને પછી જતો રહ્યો. પછી રાત્રિ ગાળવા બીજું કોઈ ઘર

તેણે શોધ્યું નહિ, પણ તરત એ ગામ છોડી ચાલી નીકળ્યો અને થોડેક છેટેને બીજે ગામડે જઈ ત્યાંની વીશીમાં તે સૂઈ રહ્યો. ત્યાંથી બીજે દિવસે પેલા કસબાશહેરમાં આવ્યો, અને મરિયમ સેમેનો તથા મહેતાજી વચ્ચેની વાતચીત સાંભળી ગયો. મરિયમના દેખાવ આગળ તો તે દબાઈ ગયો, પણ એના ઘરમાં ઘૂસી જઈ એણે આજે આણેલા પૈસા લૂંટી લેવાનો તેણે ઠરાવ કર્યો. રાત પડી એટલે ખડકી ભાંગી તે ઘરમાં પેઠો. તેનાં પગલાંનો અવાજ સૌથી પહેલાં મરિયમની નાની બહેને સાંભળ્યો અને એણે ચીસ પાડી. એટલે સ્ટિપને વગરવિલંબે છરો એની છાતીમાં ભુલાવી દીધો. ત્યાં બાઈનો ધણી જાગી ઊઠ્યો. સ્ટિપન પર એ એકદમ તૂટી પડ્યો, તેનો ટોટો ઝાલ્યો અને મરણિયો થઈ તેની સાથે ઝૂઝ્યો. પણ સ્ટિપન એના માથાનો હતો એટલે તેણે એને હંફાવી દીધો. એનું ખૂન કરી સ્ટિપન આંતરા પાછળની બીજી ઓરડીમાં ગયો. અહીં મરિયમ સેમેનો સૂતી હતી, સ્ટિપનને દેખી એ ખાટલામાં બેઠી થઈ, તેના તરફ નરમાશવાળી બેબાકળી નજરે જોયું અને અલાબલા ટાળવા ક્રૂસના જેવી નિશાની હાથથી કરી. અત્યારે પણ મરિયમની દૃષ્ટિ આગળ સ્ટિપન બીજીવાર ભડક્યો. તેણે આંખ નીચી ઢાળી દીધી.

"તારા પૈસા ક્યાં છે?" મોઢું ઊંચું કર્યા વિના તેણે પૂછ્યું.

મરિયમ બોલી નહિ.

"પૈસા ક્યાં છે?" એને છરો દેખાડી સ્ટિપને ફરી પૂછ્યું.

"તને આવું કેમ...." એ બોલી.

"કેમ તે દેખાડું? લે."

પોતાની સામે ન થઈ શકે એટલા માટે એના હાથ પકડવા સ્ટિપન એની નજીક ગયો, પણ બાઈએ તો બચાવ કરવાની કંઈ વૃત્તિ દેખાડી નહિ. એણે તો હાથ છાતીસરસા દાબ્યા અને મોટો નિસાસો મૂક્યો.

"અરે, કેવું ઘોર પાપ!" એણે આક્રંદ કર્યું. "આવું કેમ સૂઝ્યું? જરા જાત ઉપર દયા તો લાવ. બીજાની હત્યા કરવી. . . .અને સાથે પોતાની પણ હત્યા કરવી! . . . ."

સ્ટિપનથી આ વાણી વધુ વખત જીરવાઈ નહિ, એટલે "હવે લવલવ કર મા!" એમ કહી છરો એના ગળામાં ઘોંચી દીધો. ખોંખરો અવાજ કરી બાઈ ખાટલામાં ઢળી પડી અને ઓશીકું લોહીલુહાણ થઈ ગયું. પછી તે એ ઓરડામાંથી પાછો ફર્યો અને લેવાજેવું બધું એકઠું કરવા ઘરના બીજા ભાગોમાં ફરી વળ્યો. કીમતી માલનું પોટલું બાંધી તેણે બીડી સળગાવી, ઘડીવાર વિસામો ખાધો, કપડાં સાફ કર્યાં, અને પછી ઘર બહાર નીકળ્યો. તેણે ધાર્યું કે આગલાં ખૂનોની પેઠે આ ખૂનથી પણ તેને કંઈ હાનિ નહિ થાય. પણ રાતવાસો કરવાને ઠેકાણે પહોંચી શકે એ પહેલાં તો ઓચિન્તો તેને એટલો બધો થાક જણાવા લાગ્યો કે તેનાથી આગળ ડગલું પણ ભરાયું નહિ. એટલે તે ગટરના નાળા નીચે ગયો અને એ આખી રાત તથા પછીનો આખો દિવસ અને આખી રાત ત્યાં પડ્યો રહ્યો.

## દ્વિતીય ખંડ

### ૧

ગટરના નાળામાં સ્ટિપન પડ્યો રહ્યો તેટલો બધો વખત એની આંખ આગળ મરિયમ સેમેનોનું દૂબળું, માયાભર્યું, અને બેબાકળું મોઢું અખંડ રીતે તરવર્યાં કર્યું અને તેના બોલના ભણકારા વાગ્યા કર્યા. "તને આવું કેમ સૂઝે છે?" એવાં તેના વિશિષ્ટ અવાજનાં વેણ એની કલ્પનામાં આઠે પહોર સંભળાયાં કર્યાં. પોતે તેને જે જે કર્યું હતું તે બધું સ્ટિપનને વારેવારે દેખાવા લાગ્યું. આથી ત્રાસી જઈને આ વિચારો અને સ્મરણોને હાંકી કાઢવા માટે એણે આંખો બંધ કરી દીધી અને ભીંછરાવાળું માથું ધુણાવ્યું. ઘડીભર તે પેલાં વેણને અળગાં કરી શક્યો, પણ ત્યાં તો તેની જગાએ ભયંકર કાળાં મોઢાં અને રાતી આંખો એની આગળ દેખાયાં અને એને સતત રીતે ડરાવવા લાગ્યાં. આ ચહેરા એની સામે દાંતિયાં કરવા લાગ્યા અને ફરીફરી કહેવા લાગ્યા કે "બાઈને તો તેં પૂરી કરી, પણ હવે તારી જાતને પૂરી કરી નાંખ, નહિ તો અમે તને જંપવા નહિ દઈએ." પાછી આંખો ઉઘાડી તો એ બાઈ પાછી ખડી

થઈ અને તેનો અવાજ કાને અથડાયો. બાઈના તરફ એને ભારે દિલસોજી થઈ આવી અને જાત તરફ એને ભારે ધિક્કાર છૂટયો. ફરી વળી એણે આંખો મીંચી દીધી, તો ફરી એની એ કૃપણ મૂર્તિઓએ દેખા દીધી. બીજે દિવસે સાંજ થવા આવી એટલે એ ઊભો થયો અને પીઠા ભણી ચાલતો થયો. પણ એનું જોર બધું હણાઈ ગયું હતું. પીઠામાં જઈ એણે દારૂ મંગાવ્યો, અને ઉપરાઉપર જામ મોંમાં રેડવા માંડ્યા, પણ કેમે કરતાં એને કેફ ચડ્યો નહિ. એક ટેબલ પાસે એ બેઠો હતો અને પ્યાલા ઉપર પ્યાલા ઢીંચ્યે જતો હતો.

એટલામાં એક પોલીસ અમલદાર ત્યાં આવ્યો. "કોણ છે?" તેણે સ્ટિપનને પૂછ્યું.

"કાલે રાત્રે દોસ્રોત્વોનાં માણસોનાં ખૂન કરનાર," એણે જવાબ આપ્યો.

પોલીસે એને પકડ્યો અને રસી વડે બાંધી નજીકને થાણે આણ્યો. બીજે દિવસે એને શહેરની જેલમાં લઈ ગયા. જેલના આ તોફાની જૂના જોગીને દારોગાએ તરત ઓળખી કાઢ્યો, અને આ વખતે તો એ અસંદિગ્ધ અપરાધી બનીને આવ્યો છે એમ જાણી એને ધમકાવવા લાગ્યો.

"હવે અહીં સખણો રહેજે," ડોળા કાઢીને કડક અવાજે તેણે કહ્યું. "જો જરાયે ચેંપેં કરી છેને તો મારીમારીને જાન જ કાઢી નાંખીશ. અને નાસવાનાં ફાંફાં તો મારતો જ નહિ. એમાં કંઈ તારું વળવાનું નથી."

"નાસી જવાનો મારો વિચાર જ નથી," નીચી નજર રાખીને સ્ટિપને કહ્યું. "તાબે થયેલો તે મારી મરજીથી જ."

"ચૂપ! ઉપરીની સાથે વાત કરતી વખતે નજર સામી રાખવી જોઈએ," દારોગાએ બૂમ પાડીને સ્ટિપનને મુક્કો માર્યો.

આ ક્ષણે મરી ગયેલી બાઈ ફરી સ્ટિપનના જોવામાં આવી અને ફરી તેનો સાદ સંભળાયો, એટલે દારોગાના બોલ ઉપર એનું કંઈ ધ્યાન રહ્યું નહિ.

"શું?" મુક્કો વાગ્યો એટલે ભાન આવવાથી એણે પૂછ્યું.

"ચાલ્યો જા ! જાણે સાંભળતો ન હોય એવો ઢોંગ ન કર."

સ્ટિપન તોફાન કરશે, કેદીઓ સાથે બોલ્યા કરશે અને નાસી જવાના બેત રચશે એમ દારોગાએ ધારેલું. પણ એવું કશું બન્યું નહિ. જ્યારે જ્યારે ચોકીદાર કે દારોગો કમાડના કાણામાંથી એની કોટડીમાં જુએ ત્યારે ત્યારે સ્ટિપન બે હાથ પર માથું ટેકવી ગૂણિયા પર બેઠો હોય અને કંઈ ગણગણતો હોય. એનો મુકદ્દમો ચલાવનાર મેજિસ્ટ્રેટ આગળ એને લઈ ગયા ત્યાં પણ એનું વર્તન સાધારણ ગુનેગારોના જેવું નહોતું. એનું વર્તન સૂનમૂન થઈ ગયું હતું, એટલે સવાલો પુછાતા તેમાંથી રડ્યાખડ્યા જ તે સાંભળતો, પણ જ્યારે પૂછેલું એને સંભળાતું ત્યારે એ સાચેસાચા જ જવાબ આપતો. ગુનેગારો સાથેના વ્યવહારમાં ખૂબ સંભાળ અને ચતુરાઈ દાખવવાને ટેવાયેલો મેજિસ્ટ્રેટ આથી વિમાસણમાં પડી જતો, અને પગથિયું ધારી પગ મૂકવા જાય ત્યાં પગથિયું ન હોય એટલે પગ પાછો પડે એવી તેની દશા થતી. સ્ટિપને તેને બધાં ખૂનોની હકીકત

કહી; અને તે પણ ભવાં ચડાવીને, હવામાં નજર ઠેરવીને, દરેક પ્રસંગની બધી વિગતો સંભારીસંભારીને, વેપારની વાતો કરતો હોય તેવા શાન્ત, થડકા વિનાના સદે કહી. પહેલા ખૂનની વાત કરતાં એણે કહ્યું, "તે ઓરડા બહાર આવ્યો; પગમાં જોડા નહોતા; બારણા આગળ ઊભો રહ્યો; મેં ઘા કર્યો એટલે તેણે જરા ચીસ પાડી; પછી હું તેની બૅરીના ઓરડામાં ગયો. . . ." વગેરે વગેરે.

એક દહાડો મૅજિસ્ટ્રેટ જેલની મુલાકાતે આવ્યો, અને કંઈ ફરિયાદ કે માગણી કરવાની હોય તો તે જણાવવા સ્ટિપનને કહ્યું. સ્ટિપને કહ્યું કે મારે કશી ફરિયાદ કે માગણી કરવાની નથી. જતાંજતાં મૅજિસ્ટ્રેટે તે ગંદી ચાલમાં જરા આંટા માર્યા અને પછી પોતાની સાથે આવેલા દારોગાનો આ કેદીના વર્તન વિષે મત પૂછ્યો.

"મને તો એ કેદીને જોઈ અચરજ જ થયાં કરે છે," દારોગાએ કહ્યું; કારણકે સ્ટિપનના વર્તનથી તે ખુશ હતો. "અહીં આવ્યાં એને બે માસ થયા, પણ એની ચાલચલગત તો જાણે ધડો લેવાજોગ નમૂનારૂપ જ જોઈ લોને! છતાં હજી મને વહેમ રહે છે કે કંઈક તોફાનની એ બાજી ખેલી રહ્યો છે. એ ભારે હિંમતવાળો છે, અને એનું જોર પણ અજબ છે.

૨

જેલમાં લાગટ એક મહિના સુધી સ્ટિપનને પેલા ભયંકર ઓળાએ રિબાવ્યા કર્યો. કોટડીની ભૂખરી ભીંત એને દેખાતી; જેલના અવાજ—નીચેની કોટડીમાં એકીસાથે સંખ્યાબંધ ગુનેગારોને ગોંધ્યા હતા તેમનો ઘોંઘાટ અને જેલની ઘડિયાળના ડંકા—એને સંભળાતા; પણ સાથેસાથે રસ્તામાં પહેલીવાર મળી તેવી જ હૃદય સર કરનાર પેલી માયાળુ બાઈનો મધુરો ચહેરો અને પાતળી ગરદન પણ એને દેખાતાં, અને "બીજાની હત્યા કરવી. . . . અને પોતાની પણ હત્યા કરવી. . . . તને આવું કેમ સૂઝ્યું ?" એવાં તેનાં ધીમાં થડકાતાં, દયાર્દ્ર વેણ પણ સંભળાતાં.

ઘડીક થાય એટલે વળી તેનો અવાજ શાન્ત થાય, પણ ત્યાં પાછી પેલી કાળી મૂર્તિઓ દેખાય. આંખો ખુલ્લી હોય કે બંધ, તોયે આ મૂર્તિઓ તો દેખાય જ; બંધ હોય ત્યારે ઊલટી વધુ સ્પષ્ટ દેખાય. પછી આંખો ઉઘાડે ત્યારે પળવાર તે અળપાઈ જાય—ભીંત અને બારણામાં જાણે ભળી જાય; પણ થોડા વખતમાં તો આખું ધાડિયું પાછું ખડું થઈ જાય અને બધી બાજુથી એને ઘેરી વળે.

દાંતિયાં કરતું કરતું તે એને વારેવારે કહ્યાં કરે: "બૂઢી મર! બૂઢી મર! ફાંસો ખા! બળી મર!" આ સાંભળી સ્ટિપનને આખે અંગે કંપારી વછૂટે અને એને આવડે એવી એ પ્રાર્થનાઓ કરવા લાગે. પ્રારંભમાં એથી એને રાહત મળતી. પ્રાર્થના કરતી વખતે એને એનું સમગ્ર જીવન સાંભરી આવતું—એના બાપ, એની મા, એનું ગામ, એનો 'ડાઘિયો' કૂતરો, એના બુજરગ દાદા સૂતા તે સ્થળ, છોકરાં રમતાં તે પાટ, રાસડા ગાતી છોકરીઓ, પોતાના ઘોડા અને તેની ચોરી, ચોરનું પકડાવું અને પથ્થરના ઘાથી પોતાને હાથે તેનું મોત, બધું એને સાંભરી આવતું. વળી પોતાની પહેલીવારની કેદ, તેમાંથી થયેલો છુટકારો, દુંદાળો વીશીવાળો, ગાડાવાળાની બૈરી, અને તેનાં બાળકો, એ સર્વ પણ સાંભરી આવે. અને ત્યાં પેલી બાઈ એના મનમાં ખડી થાય અને ફરી પાછો એ છળી ઊઠે. એટલે પછી જેલનો ડગલો કાઢીને એ ફેંકી દે, પથારીમાંથી ઊભો થાય, અને પિંજરામાં પુરાયેલા રાની પશુની પેઠે પોતાની નાનકડી કોટડીમાં આમતેમ ફરવા લાગે. ચાલતાં ચાલતાં ભીંત આવે એટલે ઝપાટાબંધ પાછો વળી જાય. વળી બીજીવાર એ પ્રાર્થના કરવા મથે, પણ પછી કંઈ વળે નહિ.

આમ કરતાં શિયાળો આવ્યો અને રાત લાંબી બની. એકવાર સાંજે પવન ધુમાડિયામાં થઈને સુસવાટા મારતો હતો. આ વખતે લાંબા સમય સુધી કોટડીમાં આંટા મારીમારીને સ્ટિપન પથારી ઉપર બેઠો. એને લાગ્યું કે હવે વધુ વખત ઝૂઝવાની તાકાત રહી નથી; કાળા દાનવોએ

પોતાને હંફાવી દીધો છે અને તેમની સામે પોતાનું કંઈ ઊપજે એમ નથી. કેટલાક દિવસથી એ ભઠ્ઠીના ધુમાડિયા સામે જોયા કરતો હતો. તેના ઢાંકણાના ટોપકા ઉપર ગુણપાટના ટુકડામાંથી કાઢીને પાતળી પાતળી સૂતળીનો ફાંસો બનાવીને ભેરવ્યો હોય તો ભાર ઝીલે ખરો....પણ પાછું કામ બધું ચાલાકીથી કરવું જોઇએ. એણે કામ આદર્યું અને પોતે સૂઇ રહેતો હતો તે કોથળામાંથી બે દહાડા ચીંદરડીઓ છૂટી પાડચાં કરી. ચોકીદાર જ્યારે કોટડીમાં આવે ત્યારે પથારી ઉપર એ પોતાનો ડગલો ઢાંકી દે. મોટી મોટી ગાંઠો વાળી એણે ચીંદરડીઓ બાંધી અને પોતાનું વજન ઝીલે એવી મજબૂત થાય એટલા સારુ તેને બેવડી કરી. આ બધી તૈયારી થતી હતી ત્યારે પેલા ત્રાસદાયક ઓળા એને નહોતા સતાવતા. જ્યારે દોરડી તૈયાર થઈ ગઈ ત્યારે એણે એક સરકણો ગાળો બનાવ્યો, પોતાની ડોક તેમાં ભેરવી, ખાટલા ઉપર ઊભો થયો, અને લટકી પડચો. પણ એની જીભ લબડવા માંડી તે જ પળે ચીંદરડીઓ તૂટી પડી અને એ નીચે પડચો. એનો ધબાકો સાંભળી ચોકીદાર અંદર આવી પહોંચ્યો. દાક્તરને બોલાવ્યો અને એને દરદીખાનામાં લઈ ગયા. બીજે દિવસે એને સારું થયું, એટલે ત્યાંથી એને પેલી એકાન્ત કોટડીમાં નહિ પણ બીજા કેદીઓ રહેતા હતા એવા મજબા ઓરડામાં લઇ ગયા.

આ મજબા ઓરડામાં વીસ માણસો ભેગો એ વસતો હતો, છતાં જાણે તદ્દન એકલો હોય એવું એને લાગતું. બીજાની હાજરીનું એને ભાન રહેતું નહિ; બીજાની જોડે

એ બોલતો નહિ, અને પેલી જૂની પીડાથી એ રિબાતો હતો. બીજા બધા જ્યારે ઊંઘી જતા અને પોતાને પળવાર પણ ઊંઘ ન આવતી ત્યારે તે પીડાનો એને સૌથી તીવ્ર અનુભવ થતો. પેલી બાઈ અખંડપણે એને દેખાતી અને તેનો સાદ એને સંભળાતો, ને પછી પેલા કાળા દાનવો બિહામણા ડોળા કાઢતા આવતા અને એને સંતાપતા.

ફરી એણે પ્રાર્થના કરવા પ્રયાસ કર્યો. પણ આગળની પેઠે તેનાથી કંઈ વળ્યું નહિ. એક દહાડો પ્રાર્થના કરી રહ્યા બાદ તે બાઈ એની સંમુખ દેખાઈ એટલે પોતાના પાપની માફી આપવા અને પોતાનો પીછો છોડવા તેના પ્રેમાળ આત્માને એણે આજીજી કરી. પરોઢ થવા આવ્યું એટલે ખૂબ થાકીને એ પથારીમાં ઢળી પડ્યો અને એકદમ ઊંઘી ગયો. ઊંઘમાં એને સમણું લાધ્યું અને તેમાં પેલી બાઈ પાતળી, કરચલીવાળી, કચરાયેલી ગરદન સાથે દેખાઈ. "મને માફી આપશો?" એણે પૂછ્યું. બાઈએ માયાળુ દૃષ્ટિએ એની સામે જોયું, પણ જવાબ ન આપ્યો. "મને માફી આપશો?" એમ એણે ત્રણવાર પૂછ્યું પણ પેલી કંઈ બોલી નહિ, અને એ જાગી ઊઠ્યો. તે દિવસ પછી એની પીડા કમી થવા લાગી, ને એની ઇન્દ્રિયો જાગ્રત બનવા લાગી. એણે આસપાસ જોયું અને ઓરડામાંના બીજા માણસો સાથે સૌથી પહેલીવાર વાતે વળગ્યો.

## ૩

સ્ટિપનના ઓરડામાં બીજા કેદીઓ ભેળા એક વખતનો પગી વાસિલી અને ચૂવ એ બે જણ રહેતા હતા. વાસિલીએ ચોરી કરેલી ને એને કાળાપાણીની સજા થયેલી. ચૂવ પણ તે જ સજા પામેલો. વાસિલી મીઠા સૂરે આખો દહાડો ગાયન લલકાર્યા કરતો અથવા બીજા કેદીઓને પોતાનાં પરાક્રમોની કથા કહેતો. ચૂવ ગમે તો પોતાનાં કપડાં સાંધતો અથવા સુવાર્તાઓ અને ભજનાવળી વાંચ્યા કરતો,—એ રીતે આખો દહાડો કંઈ નહિ ને કંઈ કામમાં તે પરોવાયેલો રહેતો.

સ્ટિપને ચૂવને જેલની સજા થવાનું કારણ પૂછ્યું. એટલે ચૂવે કહ્યું કે પોતે ખરો ખ્રિસ્તીધર્મ આચરતો હતો એ કારણે પાખંડી અને સત્યધર્મોનુયાયીના દ્વેષી પાદરીઓએ મળી એના ઉપર કામ ચલાવ્યું અને આ સજા કરાવી. સ્ટિપને આથી સત્ય ધર્મ કયો ગણાય એવો સવાલ કર્યો, એટલે ચૂવે એને સમજણ પાડી કે માનવનિર્મિત મૂર્તિઓની નહિ પણ સત્ય અને તત્ત્વની પૂજા કરવી એ સાચો ધર્મ છે. પોતે જમીનની વહેંચણી કરતા હતા તે વખતે લંગડા દરજીએ આ રહસ્ય પોતાને શીખવેલું એમ તેણે જણાવ્યું.

"અને જેમણે કુકર્મ કર્યાં હોય તેમનું શું થતું હશે?" સ્ટિપને પૂછ્યું

"શાસ્ત્રમાં તેનો ખુલાસો કર્યો છે," એમ કહીને ચૂકે એને મેથ્યુ ૨૫,૩૧ માંથી વાંચી સંભળાવ્યું:

"જ્યારે માનવપુત્ર પોતાના સહજ પ્રતાપ સહિત આવશે, અને બધા પવિત્ર પાર્ષદો એની સાથે હશે, ત્યારે એ પોતાના પ્રતાપી સિંહાસન ઉપર બિરાજશે: અને એની સમક્ષ સઘળી પ્રજાઓ ભેગી થશે: અને ભરવાડ જેમ ઘેટાંબકરાં જુદાં પાડે તેમ તે આ પ્રજાઓને વહેંચી નાંખશે: અને ઘેટાંને એ જમણે પડખે રાખશે ને બકરાંને ડાબે પડખે. પછી જમણી બાજુનાને રાજા કહેશે, 'મારા પિતાનો પ્રસાદ પામેલાઓ, તમે આવો, ને સૃષ્ટિના આદિકાળથી તમારે માટે નિર્મેલું રાજ્ય તમે ભોગવો: કેમકે હું ભૂખ્યો હતો, અને તમે મને રોટલો આપેલો: હું તરસ્યો હતો, અને તમે મને પાણી આપેલું: હું અભ્યાગત હતો, અને તમે મને આશરો આપેલો: ઉઘાડો હતો, અને તમે મને વસ્ત્રો આપેલાં: હું માંદો હતો, અને તમે સારવાર કરેલી: હું કેદમાં હતો, અને તમે મને મળવા આવેલા.' ત્યારે ધર્મિષ્ઠો તેને જવાબ આપશે, ને બોલશે, 'ભગવાન, અમે ક્યારે તને ભૂખ્યો દીઠેલો, અને તને ખાવાનું આપેલું? અથવા તરસ્યો દીઠેલો, અને પીવાનું આપેલું? અમે ક્યારે તને અભ્યાગત દીઠેલો, અને તને આશરો આપેલો? અથવા ઉઘાડો દીઠેલો, અને તને વસ્ત્રો આપેલા? અથવા અમે ક્યારે તને માંદો કે કેદમાં દીઠેલો, અને તને જોવા આવેલા?' અને રાજા તેમને જવાબ આપશે અને બોલશે, 'નક્કી, હું તમને જ કહું છું, શાથી જે મારા અદનામાં અદના ભાઈને તમે જે આપેલું તે તમે મને જ આપ્યું છે.' પછી ડાબી બાજુનાને પણ તે કહેશે, 'શાપદગ્ધો, મારી પાસેથી ટળો, અને

શયતાન ને તેના પાર્ષદો માટે નિર્મેલા સનાતન નરકમાં પડો: કેમજે હું ભૂખ્યો હતો, અને તમે મને રોટલો નહિ આપેલો: હું તરસ્યો હતો, અને તમે મને પાણી નહિ આપેલું: હું અભ્યાગત હતો, અને તમે મને આશરો નહિ આપેલો: ઉઘાડો હતો, અને તમે મને વસ્ત્રો નહિ આપેલાં: માંદો હતો, ને કેદમાં હતો, અને તમે મને જોવા નહિ આવેલા.' ત્યારે એઓ પણ તેને જવાબ આપશે, ને બોલશે, 'ભગવાન, અમે ક્યારે તને ભૂખ્યો, કે તરસ્યો, કે અભ્યાગત, કે ઉઘાડો, કે માંદો, કે કેદમાં દીઠેલો અને તારી ચાકરી નહિ કરેલી?' એટલે તે એમને જવાબ આપશે અને બોલશે, 'નક્કી, હું તમને જ કહું છું, શાથી જે આવા અદનામાં અદનાની તમે ચાકરી કરેલી નહિ, એટલે તમે મારી જ ચાકરી કરેલી નહિ.' અને આ બધાને સનાતન સજા મળશે; પણ ધર્મિષ્ઠોને તો સનાતન જીવન."

વાસિલી ભોંય પર ચૂલની પડખે બેઠોબેઠો આ સુવાર્તાનું શ્રવણ કરતો હતો. તેણે સંમતિ તરીકે પોતાનું ફૂટડું મોઢું હલાવ્યું, અને મક્કમ સ્વરે કહ્યું, "સાચું. તમે શાપદગ્ધ હરામજાદાઓ, તમને સનાતન સજા થશે, કારણકે ભૂખ્યાંને તમે અન્ન આપ્યું નથી અને બધું એકલા હોઇયાં કરી ગયા છો. એમને બરાબર લાગુ પડે છે! મેં મહાત્મા નિકોદિમનાં લખાણો વાંચ્યાં છે," પોતાનું પાંડિત્ય દર્શાવતો તે બોલ્યો.

"પણ એમને કદીયે માફી નહિ મળે?" સ્ટિપને પૂછ્યું. એણે ભીંછરાવાળું માથું નમાવીને બધું શાન્તિથી ધ્યાનપૂર્વક સાંભળ્યું હતું.

"ઊભો રહે ઘડીક,—અને તું છાનો રહે," વાસિલી તરફ ફરીને ચૂવે કહ્યું. પણ પેલાએ તો ધનવાનો વિશે વાતો કર્યે રાખી કે અભ્યાગતને કોઈ ટુકડોયે આપતું નથી તેમ જેલમાં કોઈ જોવાયે આવતું નથી.

"અલ્યા, કહું છું છાનો રહે," સુવાર્તાનાં પાનાં ફેરવતાં ફરી ચૂવે કહ્યું ખોળતો હતો તે જડયું એટલે ચૂવે પોતાનો મોટો મજબૂત પણ જેલમાં આવી ખૂબ સફેદ થઈ ગયેલો હાથ પાના પર ફેરવ્યો:

"બીજા બે પાપીઓને પણ એની—" એટલે કે ઇશુ ખ્રિસ્તની—"ભેગા મારી નાખવાને આણ્યા હતા. અને કેલ્વેરી નામે ઓળખાતી જગા પર જ્યારે એ આવ્યા ત્યારે તેમણે એનો અને પેલા પાપીઓનો, એકનો જમણે અને બીજાનો ડાબે પડખે, ક્રૂસ પર વધ કર્યો ત્યારે ઇશુએ કહ્યું, 'પિતા, એમને માફી આપ; કેમકે પોતે શું કરે છે તેનું એમને ભાન નથી.' અને લોકો તો ઊભાઊભા જોઈ રહ્યા. અને તેમની ભેળા અધિકારીઓ પણ ટોળ કરીને કહેવા લાગ્યા કે તે બીજાને બચાવતો; તો ખરો પ્રભુનિયુક્ત ખ્રિસ્ત (અભિષિક્ત) હોય તો હવે તે પોતાને બચાવે. અને સૈનિકોએ પણ તેની પાસે જઈ, તેને આસવ આપી, 'તું યહૂદીઓનો રાજા હો તો તારો બચાવ કર,' એમ કહી તેની ઠેકડી કરી અને આ યહૂદીઓનો રાજા—એવા ઓળખ-અક્ષરો પણ તેના ઉપર ગ્રીક, લૅટિન, તથા હિબ્રુ લિપિમાં તેમણે લખ્યા. અને પેલા બે દુષ્ટોમાંથી પણ એક જણે "તું જો ખ્રિસ્ત હો તો તારો અને અમારો બચાવ કર' એમ કહી તેની નિન્દા કરી.

પણ બીજાએ એને ઠપકો આપ્યો, 'તને પણ એ સજા થઇ છે એ જુએ છે છતાં પ્રભુનો તને ડર નથી લાગતો? અને આપણને મળેલો ઇનસાફ તો અદલ છે, કારણકે આપણને તો આપણા કામને છાજતો બદલો મળે છે; પણ આમણે તો કશું અનિષ્ટ કર્યું નથી.' અને એણે ઇશુને કહ્યું, 'ભગવાન, તારા રાજ્યમાં જાય ત્યારે મને સંભારજે.' અને ઇશુએ એને કહ્યું, 'ચોક્કસ, હું તને કોલ દઉં છું કે આજે મારી સાથે તું સ્વર્ગમાં આવવાનો.'"

સ્ટિપન કંઈ બોલ્યો નહિ, પણ જાણે ધ્યાનપૂર્વક સાંભળતો હોય એમ વિચારમગ્ન બેસી રહ્યો.

સાચો ધર્મ શું તેની હવે એને ખબર પડી. ગરીબને ખાવાપીવા આપ્યું હશે અને કેદીઓની સંભાળ લીધી હશે એમને જ મુક્તિ મળશે; એમ નહિ કર્યું હોય તે નરકે જશે. અને છતાં દુષ્ટે ક્રૂસ પર પશ્ચાત્તાપ કરેલો તેથી ભૂતકાળનાં પાપો છતાં તે સ્વર્ગ પામેલો. આમાં એને કંઈ અસંગતિ ન લાગી. ઊલટું એને તો આ સઘળું સુસંગત જણાયું; ઉભય વાતો પરસ્પર પોષક અને સમર્થક લાગી. દયાવાન સ્વર્ગે જશે અને દયાહીન નરકે, એ વાતનો અર્થ એ થયો કે દયાવાન બનવું જોઈએ, અને ખ્રિસ્તે પાપીને માફી આપી એનો અર્થ એ જ થયો કે ખ્રિસ્ત દયાવાન હતો. સ્ટિપનને માટે આ બધી સમજણ નવપ્રકાશ જેવી હતી, અને આટલાં વરસો લગી પોતાને તે કેમ નહિ લાધ્યો હોય તેનું એને અચરજ થવા લાગ્યું.

તે દહાડા પછી ફુરસદનો બધો વખત એ ચૂત સાથે ગાળતો. તેને પ્રશ્નો પૂછતો અને તેના ઉત્તરો લક્ષ દઇને

સાંભળતો. ચૂવે સમજાવેલા ખ્રિસ્તના ઉપદેશના આત્મારૂપ એને એક જ સત્ય લાગ્યું: માનવમાત્ર બંધુઓ છે, અને એમણે પરસ્પર પ્રેમ તથા દયા રાખવાં જોઈએ કે જેથી સૌ સુખી થાય. અને ચૂવનો બોધ એ જ્યારે સાંભળતો ત્યારે આ મૂળભૂત સત્યને સંગત હોય તેટલી બધી બાબતો જાણે પોતે પૂર્વે જાણી હોય અને પાછળથી વીસરી ગયો હોય એવી સ્પષ્ટ ઠસી જતી, પણ તે સત્યનું વિરોધી દેખાય એવું જે કંઇ ચૂવ પાસેથી એ સાંભળતો તેનો ખરો અર્થ જ પોતે નહિ ગ્રહણ કરી શકેલ હોય એમ ગણી તેના ઉપર એ બિલકુલ લક્ષ આપતો નહિ. આમ આજથી સ્ટિપન નવે અવતાર આવ્યો.

૪

કેદખાનામાં આવ્યો તે દહાડાથી સ્ટિપન ખૂબ સાલસ અને આજ્ઞાધારક બન્યો જ હતો, પણ હવે જે ફેરફાર એનામાં દેખાયો તેથી તો જેલના અધિકારીઓ અને કેદીઓ સૌ અચંબો પામ્યા. કોઈએ ફરમાવ્યું ન હોય, અને પોતાનો વારો પણ ન હોય, છતાં જેલનું સખ્તમાં સખ્ત તથા ગંદામાં ગંદું કામ બધું એ કરતો. પણ એની નમ્રતા છતાં બીજા કેદીઓ ઉપર એની શેહ પડતી, અને તેમને એનો ડર પણ રહેતો, કેમકે એ મક્કમ માણસ છે અને એનામાં જોર પણ ભારે છે એમ તેઓ સારી પેઠે જાણતા. બે ભામટાઓ એના પર તૂટી પડેલા તે પ્રસંગ પછી તેમનું એના પ્રત્યેનું માન વધ્યું. આ ભામટાઓના પંજામાંથી જોર કરીને એ છૂટેલો અને પછી ઝઘડતાં ઝઘડતાં એમાંથી એક જણનો હાથ એણે તોડી નાંખેલો. આ ભામટાઓએ એક માલદાર જુવાન કેદી સાથે જુગાર ખેલી તેની પાસેથી બધી રકમ પડાવી લીધેલી. આથી સ્ટિપને તે જુવાનનો પક્ષ લીધો, અને જીતના પૈસા ભામટાઓ પાસેથી કઢાવ્યા. ભામટાઓએ એના પર ગાળોનો વરસાદ વરસાવ્યો;

પણ જ્યારે તેમણે એના પર હુમલો કર્યો ત્યારે એની આગળ તેઓ હાંફી ગયા. જેલના ઉપરીએ જ્યારે ટંટાનું કારણ પૂછ્યું ત્યારે ભામટાએ કહ્યું કે શરૂઆત સ્ટિપને કરેલી. સ્ટિપને પોતાનો બચાવ કરવાની કંઈ ખેવના કરી નહિ, અને પ્રથમ ત્રણ દહાડા સજાની કોટડીમાં અને પછી એકાન્તવાસ એવી જે શિક્ષા ઉપરીએ એને ફરમાવી તે શાન્તિથી એણે માથે ચડાવી લીધી.

એકાન્ત કોટડીમાં એને હવે ચૂવની વાતચીત અને તેનાં સુવાર્તાવાંચનનો લાભ ન મળ્યો એટલે એને વસમું લાગ્યું. ફરી વળી પેલી બાઈ અને કાળાં ભૂતડાંના ઓળા આવી પોતાને સતાવશે એવી દહેશત પણ એને લાગી. પણ તે ઓળા તો ગયા તે ગયા જ. હવે તો એનું હૃદય નવા અને મંગલ વિચારોથી ઊભરાવા લાગ્યું. જો વાંચતાં આવડે અને 'સુવાર્તા'નું પુસ્તક મળે તો તો એકાન્ત જેવું કંઈ રૂડું નહિ એમ એને થયું. 'સુવાર્તા' તો કોઇ રીતે મેળવી શકાય એવી એને ખાતરી હતી, પણ વાંચતાં એને નહોતું આવડતું.

બચપણમાં એણે કક્કો શીખવા માંડેલો, પણ બારાખડીથી ગાડું અટકેલું, અને એ અભણ જ રહેલો. હવે એણે ફરી વાંચન શરૂ કરવાનો નિશ્ચય કર્યો, અને સંત્રી પાસે 'સુવાર્તા'નું પુસ્તક મંગાવ્યું. પુસ્તક આવ્યું એટલે એણે ઉદ્યમ આદર્યો. જેમતેમ કરીને કક્કો તો એણે સંભારી કાઢ્યો, પણ સ્વરચિહ્નોનો એને ઉકેલ ન પડ્યો. છૂટાછૂટા અક્ષરો ઉપરથી શબ્દ કેવી રીતે બનાવાય તે સમજવા એ ખૂબ મથ્યો, પણ એની મહેનત કંઈ બર ન

આવી. એની ઊંઘ ઊડી ગઈ, ખાવાની રુચિ પણ રહી નહિ, અને ગમગીનીની ઘાડી છાયા એના પર પથરાઈ ગઈ તે કેમે કરતાં એ કાઢી શકયો નહિ.

"કાં, આવડયું વાંચતાં?" સંત્રીએ એક દહાડો પૂછયું.

"ના."

"'અહો દેવ' મોઢે છે?"

"હા."

"ત્યારે બોલતો બોલતો ચોપડીના અક્ષરો બેસાડતો જા. આ રહી તે પ્રાર્થના," કહીને સંત્રીએ પુસ્તકમાંથી પ્રાર્થના કાઢી આપી. સ્ટિપન અક્ષરને અવાજ સાથે સરખાવતો ગયો અને એ રીતે વાંચવા લાગ્યો.

આમ કરતાં કરતાં સ્વરચિહ્નોની એને ગમ પડી અને વાંચતાં આવડી ગયું. એટલે તો પછી એનો હરખ માયો નહિ.

હવે સ્ટિપનને એકાન્ત સાલ્યું નહિ. વાંચનના કામમાં એ એટલો બધો મશગૂલ રહેતો કે કોઇ નવા આવેલા રાજદ્વારી કેદીને માટે નિરાળી કોટડીની જરૂર પડતાં એને તે ખાલી કરવી પડી અને પેલા મજમા ઓરડામાં જવું પડયું ત્યારે એને ગમ્યું નહિ.

## ૫

આટલાં વરસના ગાળામાં મિટિયાને ફૂપનની છેતરપિંડી શીખવનાર મહિને વિદ્યાર્થીજીવન પૂરું કર્યું હતું અને કાયદાની પરીક્ષા પાસ કરી હતી. સ્ત્રીવર્ગનો એ માનીતો હતો. એ વસ્તુ એને લાભદાયી નીવડી, અને નાયબ દીવાનની આગલી રખાત એના ઉપર ફિદા થયેલી તેની સિફારસને લીધે આટલી નાની ઉમ્મરે એને મૅજિસ્ટ્રેટની જગા મળી. હજુ એ એવો ને એવો ઠગ હતો. એ દેવાં કરતો ને જુગાર ખેલતો, અને કેટલીયે સ્ત્રીઓને આજલગીમાં એણે ભ્રષ્ટ કરી હતી. પણ બીજી બાજુ એ કાબેલ અને ચપળ હતો, તથા મૅજિસ્ટ્રેટ તરીકે સમર્થ નીવડયો હતો. સ્ટિપનનો મુકદ્દમો ચાલતો હતો તે ડિસ્ટ્રિકટ કોર્ટમાં એની નિમણૂક થઈ હતી. જુબાની આપવાને સ્ટિપનને જ્યારે સૌથી પહેલીવાર એની સમક્ષ ખડો કર્યો ત્યારે તેના નિખાલસ અને શાન્ત ઉત્તરોથી મૅજિસ્ટ્રેટ ગૂંચવાયો. એને કોઈક અજ્ઞાત લાગણી થઈ આવી કે હાથમાં બેડીઓ અને માથે મૂંડો, તથા પડખે જેલમાં પાછો લઈ જવાની વાટ જોતા ઊભેલા બે સૈનિકો— એવી પરિસ્થિતિમાં ખડા થયેલા આ માણસનો આત્મા સ્વાધીન છે અને પોતાના કરતાં તે અનન્તગણો ચડિયાતો

છે. પરિણામે એ કંઈક મૂંઝાયો અને પ્રશ્નો પૂછવામાં કંઈ ભૂલથાપ ન થઈ જાય એટલા માટે એને હૃદયની બધી હિંમત એકઠી કરવી પડી. ગુનાની વાતો જાણે કેટલાંયે વરસો પૂર્વેની હોય અને તે પોતે નહિ પણ કોઈ બીજા માણસે કર્યા હોય એવી રીતે સ્ટિપનને બધી હકીકત રજૂ કરતો જોઈ એ તાજુબ થઈ ગયો.

"તને એ બધા ઉપર કંઈ દયા ન આવી?" મહિને પૂછ્યું.

"ના. ત્યારે મને દયાનું ભાન નહોતું."

"વારું, અને અત્યારે?"

સ્ટિપનના મુખ પર વિષાદમિશ્રિત સ્મિત દેખાયું. "અત્યારે," તેણે કહ્યું, "મને ઊભો ને ઊભો બાળી મૂકે તોય હું એવું કામ ન કરું."

"પણ કારણ?"

"કારણ એ કે માનવમાત્ર ભાઈઓ છે એવી હવે મને સમજ પડી છે."

"મને કેવો ગણે છે? હુંય તારો ભાઈ?"

"હાસ્તો વળી."

"ત્યારે એમ કેમ કે તારો ભાઈ થઈને તને સખત મજૂરીની સજા ફરમાવવા હું અહીં બેઠો છું?"

"કારણ આપને સમજ નથી."

"મને શી સમજ નથી?"

"ફેંસલો આપવા બેઠા છો એનો અર્થ જ એ કે આપને સાચી સમજ નથી."

"હં...ચાલો . . . . પછી?"

૬

સહિયારા ઓરડામાં 'સુવાર્તા' વાંચવાનું હવે ચૂવને બદલે સ્ટિપને સંભાળી લીધું હતું. સ્ટિપન 'સુવાર્તા' વાંચે અને તેની સમજ પાડે તે કેટલાક કેદીઓ સાંભળતા અને બાકીના ગલીચ ગાયનો બરાડતા. સાંભળવા બેસનારમાં એક વાસિલી અને બીજો મહોરકિન નામનો ખૂની બે જણ ખૂબ લક્ષ આપતા. મહોરકિન કેદમાં પડયા પછી સરકારી ફાંસિયા તરીકે કામ કરતો. આ જેલમાં આવ્યા પછી એ ફરજ બજાવવાના એને બે પ્રસંગ આવેલા અને બન્ને પ્રસંગે બીજા ફાંસિયા ન મળી શકે એવી દૂરની જગાએ તે ગયેલો.

પિટર નિકોલો સ્વાન્તીને ઠાર કરનારા ખેડૂતોમાંથી બે જણને ફાંસીની સજા થયેલી, અને તેમને ફાંસી દેવા સારૂ પેન્સા જવા મહોરકિનને હુકમ મળેલો. આજ પહેલાં આવા દરેક પ્રસંગે તે પ્રાન્તના સૂબાને અરજી કરતો—તેને વાંચતાં લખતાં સારી રીતે આવડતું હતું—અને પોતાને મળેલા હુકમની જાણ કરીને મુસાફરી-

ખરચની માગણી કરતો, પણ આ વખતે તો તેણે ચોખ્ખું પરખાવી દીધું કે "ત્યાં જવાનો મારો ઇરાદો નથી તેમ હવેથી કોઈ પણ દિવસ ફાંસિયાનું કામ હું કરવાનો નથી." જેલના અમલદારોને તો આ સાંભળી નવાઈ લાગી.

"પછી કોરડા પડશે ત્યારે?" જેલરે બૂમ પાડી.

"શું કરવું? વેઠવા પડશે, કેમકે શાસ્ત્રનું ફરમાન છે કે કોઈને હણવું નહિ."

"હં, પેલા સ્ટિપનિયા પાસેથી શીખ્યો હોઈશ. મા...ળો, જેલ આખીનો ગુરુ થઈ બેઠો લાગે છે. ઠીક છે, ઊભો રહે, શાસ્ત્રનું ફરમાન કેમ પળાય છે એની હમણાં તને ખબર પાડું!"

મહિનને જ્યારે આ સમાચાર મળ્યા—હુકમના અનાદર બદલ પોતાને જ ફાંસી મળવાનો સંભવ છતાં એવડું મોટું જોખમ ખેડીને પણ મહોરકિને ફાંસીનું કામ કરવાની ના પાડી, અને તે સ્ટિપનની અસરના પ્રતાપે, એમ જ્યારે એણે જાણ્યું—ત્યારે સ્ટિપનના પ્રભાવની એના હૃદયમાં જબરી છાપ પડી.

૭

પ્રેરોપકિન કુટુંબની બન્ને કન્યાઓ લગ્નમાં ભારે દાયજો લાવે એમ હતી, અને મહિન એનું સંવનન કરતો હતો. એક દિવસ સાંજે પ્રેરોપકિનને મકાને મિજલસ મળી હતી. એમાં મહિને ગીતો ગાયાં અને પિયાનો વગાડ્યો એટલે તેના મધુર સ્વર અને વાદનકુશળતાનાં વખાણ થયાં. પછી તેણે ફાંસિયાનો હૃદયપલટો કરનાર અવનવા કેદીની આખી મિજલસને વાત કરી. મહિને સઘળી હકીકત ચોકસાઈપૂર્વક કહી, કેમકે તેની સ્મરણશક્તિ ઉત્તમ હતી અને જેમની સાથે કામ પડે તેમના તરફ સંપૂર્ણ ઉપેક્ષા રાખવાને કારણે તેની ધારણાશક્તિ ખૂબ વિકસી હતી. બીજાં માણસોની લાગણીની તે લેશ પણ પરવા રાખતો નહિ, અને તેથી તેઓ જે કંઈ કરે કે કહે તે વધુ સારી રીતે તે સંઘરી શકતો. સ્ટિપનની બાબતમાં તેને રસ પડ્યો હતો, અને તે એને પૂરેપૂરો સમજી શકતો નહોતો, છતાં એ માણસને શું થયું છે એવો પ્રશ્ન તેના હૃદયમાં વણનોતર્યો આવીને

ઊભો રહ્યો હતો. આ પ્રશ્નનું સમાધાન તો તે ન કરી શક્યો, પણ સ્ટિપનના આત્મામાં જરૂર કંઈક અસાધારણતા રહેલી છે એમ લાગવાથી ઇરોપકિનને ઘેર મળેલી મંડળીને સ્ટિપને કરેલા ફાંસિયાના હૃદયપલટા વિશે તેમજ જેલમાં એનું વિચિત્ર વર્તન, 'સુવાર્તા' નું વાંચન તથા બીજા કેદીઓ પરની સબળ અસર એ સર્વ વિશે વાતો કરી. ઇરોપકિનની નાની છોકરી લિસાના હૃદયને આ બધી વાતોએ પુષ્કળ હલમલાવ્યું. એની ઉમ્મર અઢાર વરસની હતી, અને છાત્રાલયની કૃત્રિમ રહેણીમાંથી એને હજુ માંડ સમો વળવા લાગ્યો હતો. પોતે જાણે પાણીમાંથી બહાર આવી હોય એવું એને લાગતું હતું અને સાચા જીવનની તાજી હવા અત્યાનન્દ-પૂર્વક હમણાં એ લઈ રહી હતી. એણે સ્ટિપન વિષે વધુ હકીકત મહિનને પૂછી, અને તેનામાં આવું જબરું પરિવર્તન કેવી રીતે થવા પામેલું તેનો ખુલાસો તેની પાસે માગ્યો. મહિને પોલીસ અમલદાર પાસેથી જે જાણેલું અને ખુદ સ્ટિપનને મોઢેથી જે સાંભળેલું તે જણાવી લિસાને કહ્યું કે એનો છેલ્લીવારનો ભોગ બનેલી માયાળુ બાઈની નમ્રતા, કોમળતા, અને નિર્ભયતાથી એનું હૃદય સૌથી પ્રથમ પીગળેલું, અને પછી 'સુવાર્તા'ના વાંચનથી એની આંખો પૂરેપૂરી ઊઘડેલી, અને એનામાં શરૂ થઈ ચૂકેલા પરિવર્તનની પૂર્ણાહુતિ થયેલી.

લિસાને તે રાતે નીંદર ન આવી. એક તરફથી એની બહેન એને રંગરાગવાળા જીવન તરફ ખેંચી રહી હતી. બીજી તરફથી એનામાં મહિનને માટે મોહ પ્રગટ્યો હતો અને તેને સુધારવાનો એને કોડ થયો હતો. અને આજ

બે માસથી આ બે પક્ષો વચ્ચે એના હૃદયમાં જબરું ઘમસાણ જામ્યું હતું. પણ આજે મહિનને સુધારવાની વૃત્તિનો વિજય થયો. બિચારી મરિયમ સેમેનોની વાત તો એણે આ પહેલાંયે સાંભળી હતી. પણ તે ભલી બાઈનું આવું કમકમાટીભરેલું ખૂન થયા પછી અને સ્ટિપન દ્વારા જાણેલી તેના જીવનની હકીકત મહિનને મુખેથી સાંભળ્યા પછી તેના જેવી બનવાની લિસાને તીવ્ર ઇચ્છા થઈ આવી. પોતે સમૃદ્ધ હતી, અને પોતાની સમૃદ્ધિની લાલચે મહિન કદાચ પોતાની આગળ લટપટ કરતો હોય એવો એને વહેમ આવ્યો. આથી પોતાના સર્વસ્વની ગરીબગુરબાંઓમાં ખેરાત કરી દેવાનો એણે નિર્ધાર કર્યો અને મહિનને તે જણાવ્યો.

પોતાની નિઃસ્વાર્થતા પુરવાર કરી બતાવવાનો આવો પ્રસંગ આવ્યો તેથી મહિન રાજી થયો અને તેણે લીસાને કહ્યું કે 'હું તારા દ્રવ્યને નહિ પણ તને જ ચાહું છું.' પોતાના આત્માની આવી અમીરાઈ દેખાડવાથી તે પોતાની જાતને અતિ ધન્ય ગણવા લાગ્યો. લિસાના ઠરાવનો અમલ કરવામાં મહિન એને મદદ કરતો ગયો તેમતેમ આજ સુધી તેનાથી તદ્દન અજ્ઞાત રહેલું લિસાની આધ્યાત્મિક મુરાદોનું નવું જગત તેને વધુ ને વધુ પ્રત્યક્ષ થતું ગયું.

## ૯

મજિયારા ઓરડામાં સૌ શાન્ત હતા. સ્ટિપન પથારીમાં પડયો હતો, પણ હજુ નિદ્રાધીન નહોતો થયો. એવામાં વાસિલી એની પાસે આવ્યો, અને એનો પગ ખેંચી પોતાની પાસે આવવા એને કાનમાં કહ્યું. સ્ટિપન પથારીમાંથી ઊભો થયો અને વાસિલી પાસે આવ્યો.

"ભઈલા, એક કામ પડયું છે," વાસિલીએ કહ્યું. "મને મદદ કરીશને?"

"શી?"

"મારે જેલમાંથી નાસી છૂટવું છે."

પછી વાસિલીએ સ્ટિપનને જણાવ્યું કે નાસવાની બધી તૈયારી થઈ ચૂકી છે.

"કાલે હું આ બધાને" ઘોરતા કેદીઓ ભણી આંગળી કરી તે બોલ્યો, "ઉશ્કેરીશ. એ લોકો જેલર આગળ મારું નામ દેશે, એટલે મને ઉપલા માળની એકાન્ત કોટડી મળવાની. ત્યાંથી કેમ સટકી જવું તે બંદા જાણે છે. તારે તો ફક્ત એટલું જ કરવું કે કબ્રસ્તાનના બારણાની બહારની ભોગળ કાઢી નાંખવી."

"એમાં કંઈ અડચણ નથી. પણ તું જવાનો ક્યાં?"

"ગમે ત્યાં. દુનિયા આખી ખળ લોકોથી જ ભરેલી નથી?"

"ખરું ભાઈ. પણ આપણે એ બધાંના કાજી શા માટે થવું?"

"હું કંઈ ખૂન કરવાનો નથી એટલી નિરાંત રાખજે. મારી આખી જિંદગીમાં એક પણ જીવની મેં હત્યા કરી નથી. પણ ચોરીમાં તો મને કંઈ બાધ લાગતો નથી. એ લોકો પણ આપણને લૂંટે જ છેને?—બીજું શું કરે છે?"

"એ લોકો લૂંટતા હશે તો એમનાં કર્યાં એ ભોગવશે."

"જહાનમમાં જાય એ લોકો! પણ ધાર કે હું કોઈ દેવળ લૂંટું, તો કંઈ કોઈનો નિસાસો લાગશે? આ વખતે કંઈ નાનકડી દુકાનમાં ખાતર નથી પાડવાનો. હવે તો ગંજાવર રકમ ઉપર હાથ મારવો છે, અને પછી એના વડે લોકોના આશીર્વાદ લેવા છે. બધાં સારાં માણસોને હું એમાંથી મદદ કરવાનો."

એક કેદી પથારીમાં બેઠો થયો અને એણે કાન માંડયા એટલે સ્ટિપન અને વાસિલીએ વાત પડતી મૂકી. બીજે દિવસે વાસિલીએ પોતાની ધારણા પાર પાડી. ખાવા બેઠા એ વખતે તેણે બબડવા માંડયું કે રોટલા તો બધા કાચા છે અને જેલરને બોલાવીએ વાતની ફરિયાદ કરવા સઘળા કેદીઓને ઉશ્કેર્યા. જેલર આવ્યો, સૌને સાત પેઢીની સંભળાવી, અને આ બધું વાસિલીનું કામ છે એમ ખબર પડતાં એને ઉપલા માળની એકાન્ત કોટડીમાં ગોંધવાનો હુકમ કર્યો. વાસિલીને તો ભાવતું હતું ને વૈદ્યે કહ્યું.

૯

ઉપલા માળની એ કોટડીની વાસિલીને બરાબર માહિતી હતી. કોટડીનું તળિયું એણે ખોતરવા માંડ્યું અને આખો થર ખોદાઈ રહ્યા પછી નીચે પાટિયાં નીકળ્યાં તે એણે ખેંચીખેંચીને કાઢી નાંખ્યાં. એવી રીતે બાકોરું પડ્યું એટલે તેમાંથી નીચેને માળ કબ્રસ્તાન હતું તેમાં એણે કૂદકો માર્યો. કબ્રસ્તાનમાં આજે એક જ મુડદું હતું. અને એક ખૂણે કેદીઓ માટે ગાદલીઓ બનાવવાના કાથાથી ભરેલા કોથળા પડ્યા હતા. આ કોથળા અહીં પડ્યા રહેતા તેની વાસિલીને પહેલેથી ખબર હતી અને તેથી જ કબ્રસ્તાનનો એણે ઉપયોગ કરેલો. કબ્રસ્તાનના બારણાની ભોગળ કાઢી લીધેલી હતી. એટલે એણે બારણું ઉઘાડ્યું, અને એક લાંબી ચાલમાં થઈને સામે એક ધોવાની ઓરડી બંધાતી હતી ત્યાં ગયો. આ ધોવાની ઓરડીમાં ત્રીજે માળથી છેક નીચેના ભોંયરામાં ઊતરી પડાય એવું એક મોટું બાકું હતું. ધોવાની ઓરડીનું દ્વાર ખોળી કાઢી એ પાછો

કબ્રસ્તાનની ઓરડીમાં આવ્યો, મુડદું ટાઢું કરા જેવું થઈ ગયું હતું તેના ઉપર ઓઢાડેલી ચાદર કાઢી લીધી. (ચાદર કાઢતી વખતે જાણે માફી માગતો હોય એમ વાસિલીએ મુડદાના હાથનો સ્પર્શ કરેલો) પછી પેલા કોથળા આણ્યા, અને તે બધાના છેડા સાંધી એક દોરડા જેવું બનાવ્યું. પછી તે દોરડું ધોવાની ઓરડીમાં લઈ ગયો, તે બારોટિયા સાથે બાંધ્યું અને તે પકડી એ નીચે સરકવા લાગ્યો. દોરડું છેક જમીન સુધી પહોંચ્યું નહોતું, અને કેટલું અંતર બાકી છે તેની એને કંઈ ખબર નહોતી. પણ હવે તો સાહસ કર્યે જ છૂટકો હતો. ઘડીવાર એ હવામાં લટકતો રહ્યો, અને પછી એણે નીચે ભૂસકો માર્યો. એને પગે ખૂબ વાગ્યું, પણ છતાં એનાથી ચલાતું હતું. ભોંયરાને બે બારીઓ હતી, અને તેના સળિયા કાઢી લીધા હોય તો એમાં થઈને નીચે કૂદી પડાય એવું હતું એટલે એને આ સળિયાનું ચોકઠું કાઢવું હતું, પણ તે કાઢી શકાય એવું ઓજાર એની નજરે પડયું નહિ. આખરે આસપાસ શોધ કરતાં એને એક ધારદાર પાટિયાનો ટુકડો મળી આવ્યો. એનાથી એણે જાળીની પડખેની ઈંટો ઢીલી કરવા માંડી. આ કામે એનો ઘણો સમય લીધો. બીજીવારનો કૂકડો બોલ્યો તોયે જાળી તો હજી સજડ હતી. છેવટે એક બાજુ એ ઢીલી કરી શકયો, પછી એણે પેલું પાટીયું ત્યાં બેસાને પંડમાં જેટલું જોર હતુ તેટલું વાપરી તે પાટિયું ધકેલ્યું, એટલે જાળી આખી નીકળી આવી. પણ તેના હડસેલાથી એક ઈંટ નીચે પડી અને ધડાકો થયો. આ ધડાકો સંત્રીએ કદાચ સાંભળ્યો હોય. એટલે વાસિલી તો

ચૂપ થઈને ઊભો રહ્યો. પણ બધું સમસમાકાર લાગ્યું તેથી બારીમાંથી એ નીચે કૂદી પડ્યો. હવે એને જેલની દીવાલ ટપવી રહી હતી. ચોગાનને ખૂણે એક ઘર હતું. તે ઘરના છાપરા પર ચડી ત્યાંથી દીવાલની ટોચ ઉપર એને કૂદી પડવાનું હતું. પણ પેલા પાટિયાનો ઉપયોગ કર્યો વિના ઘરને છાપરે એનાથી ચડાય એમ નહોતું, એટલે તે લેવા પેલી બારીમાંથી ફરી એને ભોંયરામાં જવું પડયું. ઘડી પછી પાટિયું હાથમાં લઈને એ નીચે આવ્યો, અને સંત્રીની હિલચાલ સમજવા માટે થોડીવાર એ શાન્ત ઊભો રહ્યો. એની દહેશત સાચી હતી. ચોગાનને બીજે છેડે સંત્રી આંટા મારતો હતો. વાસિલી પેલા ઘર પાસે આવ્યો અને તેને અઢેલીને પેલું પાટિયું ઢળતું મૂકી એ ઉપર ચડવા લાગ્યો. પણ પાટિયું સરી ગયું અને એ હેઠે પડ્યો. વાસિલીના પગમાં મોજાં હતાં તે એણે હવે કાઢી નાંખ્યાં કે જેથી ચડતાં ચડતાં લસરી પડાય તો ઉઘાડાં આંગળાં ભીંતમાં ભરાવીને ટકી રહેવું ફાવે. પછી એણે ફરીથી પાટિયું ઢળકતું મૂકયું, અને તેના ઉપર ચડીને એણે નળની પાઈપ પકડી લીધી હવે જો આ વખતે પાટિયું સ્થિર રહેને તો બેડો પાર! નળની પાઈપ ઉપર તે સરસરાટ ચડવા લાગ્યો અને પળવારમાં એના હાથ છાપરાને અડકયા. સંત્રી એ બાજુ આવતો હતો એટલે વાસિલી ઘડીક સુનમુન પડી રહ્યો. પણ સંત્રીની નજર એના પર પડી નહિ અને તે આગળ ચાલ્યો ગયો એટલે વાસિલી એક આંચકો મારી છાપરા પર આવ્યો ને પતરાનું છાપરું જરા ખણખણ્યું. ત્યાંથી જેલની દીવાલ હવે બે ડગલાં જ

હતી. છાપરાની પાંખેથી એનો હાથ દીવાલને પહોંચી શકતો હતો. એણે પહેલાં એક હાથ દીવાલ ઉપર મૂક્યો, પછી બીજો, અને પછી છાપરા ઉપરથી આખું શરીર દીવાલ પર ખેંચી લીધું. હવે દીવાલની ટોચેથી નીચે ભુસ્કો મારતાં હાડકાં ન ભાંગે એટલી જ સંભાળ એને રાખવાની હતી. વાસિલી દીવાલની બીજી બાજુ વળ્યો, દીવાલે હાથ ચોંટાડી ઘડીવાર લટકી રહ્યો, અને પછી એક પછી એક એમ બન્ને હાથ "દીનદયાળ સહાય કરજે!" એમ મનમાં બોલી છોડી દીધા. એ જમીન ઉપર પડ્યો, પણ જમીન પોચી હતી એટલે એને વાગ્યું નહિ. અહીંથી એણે મૂઠીઓ વાળીને દોટ મૂકી.

# ૧૦

પિટર નિકોલો સ્વાન્તીની સ્ત્રી ઊંચી અને ખૂબસૂરત હતી, અને ગરીબ ગાયના જેવી સોજી હતી. એના પતિનું ખૂન કરીને ખેડૂતો શબને ખેતરમાં ઘસડી ગયેલા તે એણે બારીમાંથી જોયું હતું. કુદરતી રીતે જ આ દેખાવથી નાતાલિયા છવાનોવાને એટલો બધો કમકમાટ થયો કે એની બીજી બધી લાગણીઓ એ વખતે સ્તબ્ધ થઈ ગઈ. પણ જેવું પેલું ટોળું વાડની પાછળ અદૃશ્ય થયું અને તેના હોકારા સંભળાતા બંધ થયા; અને જેવી એની ચાકરડી માલાનિયાએ દોડતાં આવી વધામણી ખાધી હોય એવે અવાજે પિટરના ખૂનના ખબર આપ્યા કે તરત જ નાતાલિયાને ભાન થયું કે કમકમાટની પહેલી લાગણી પાછળ બીજી પણ એક લાગણી—ઓગણીસ વરસના પરણેતરમાં ઘડીવાર પણ પગ વાળીને જંપવા ન દેનાર જુલમીના હાથમાંથી છુટકારો મળ્યાથી થયેલી હરખની લાગણી—રહેલી છે ખરી. આ હરખની લાગણીના ભાનથી એ શિયાવિયા થઈ ગઈ, એવી કોઇ લાગણી પોતાને થઈ જ નથી એમ મનને મનાવવા પ્રયત્ન કરવા લાગી, અને આસપાસના માણસોથી તે સંતાડવા તો એણે ખૂબ કોશિશ કરી. એના પતિનું છૂંદાઈ ગયેલું ફિક્કું શરીર જ્યારે ધોઈને શબ-પેટીમાં પધરાવ્યું ત્યારે કાળો કકળાટ કરીને ચોધાર આંસુએ એ રડી. જ્યારે પંચક્યાસ કરનારો અમલદાર એની જુબાની લેવા આવ્યો ત્યારે તેની સાથે એણે બે ખેડૂતોને

હાથકડીમાં જોયા. એમના ઉપર ખૂનની આગેવાનીનું તહોમત હતું. એમાંથી એક ઘરડો ડોસો હતો, તેની દાઢીના વાંકડિયા વાળ સફેદ થઈ ગયા હતા, અને તેના ગંભીર ચહેરામાં કરડાકી હતી. બીજો આરોપી કંઈક જુવાન હતો, તેનો ચહેરો આડોડિયાઓના ઘાટનો હતો, વાળ વાંકડા અને વીખરાયેલા હતા અને આંખો ચમકદાર હતી. આ બન્નેને જોઈને નાતાલિયાએ કહ્યું કે પિટર નિકોલો પર સૌ પહેલાં તૂટી પડનારા તે જ એ જણ હતા. પેલા જુવાન ખેડૂતે ભવાં ચડાવી આંખ ચમકાવી એને ઠપકો આપ્યો કે શેઠાણી મહાપાપ કરો છો હો! તમારે માથેયે મોત છે એ ધ્યાનમાં રાખીને બોલો!" છતાં એને તેમને માટે કશી દિલસોજી થઈ નહિ. ઊલટો તપાસ દરમિયાન એને તેમના પર ધિક્કાર પેદા થયો, ને પોતાના પતિના ખૂનીઓ પર વેર લેવા એનું ચિત્ત તલસવા લાગ્યું.

આ મુકદ્દમો લશ્કરી અદાલત સમક્ષ ચાલેલો. એક માસ કેડે જ્યારે એનો ફેંસલો થયો, અને આઠ માણસોને સખ્ત મજૂરીની તથા ધોળા દાઢીવાળા ડોસાને અને પેલા જુવાનને ફાંસીની સજા થઈ ત્યારે નાતાલિયાને કંઈક ઊંડી ઊંડી અકળામણ થવા માંડી. પણ અદાલતના ગૌરવના ખ્યાલ આગળ આવી અળખામણી શંકાઓના શા ભાર કે ઝાઝી ઘડી ટકી શકે? એણે તો મન વાળ્યું કે આવા મહાન અધિકારીઓને પણ આવી સજા મુનાસબ લાગી છે ત્યારે તે વાજબી જ હશે.

ફાંસી તે ગામમાં જ દેવાની હતી. એક રવિવારે માલાનિયા નવાં કપડાં અને નવા જોડા પહેરી દેવળે ગઈ

હતી ત્યાંથી આવીને તેણે શેઠાણીને વાત કરી કે ફાંસીનો માંચડો તૈયાર થાય છે અને ફાંસિયો બુધવારે મોસ્કોથી આવવાનો છે. તેણે એમ પણ કહ્યું કે સજા પામેલાઓનાં કુટુંબીઓ ખળભળી ઊઠયાં છે અને એમનો કકળાટ આખા ગામમાં ઠેરઠેર સંભળાય છે.

નાતાલિયા ઘર બહાર નીકળી નહિ. ફાંસીનો માંચડો કે ગામના લોકોનાં મોં જોવાની એને મરજી નહોતી. એની મરજી તો એટલી જ હતી કે આ બધું જે થવાનું હતું તે જલદીથી પતી જાય તો સારું. એણે કેવળ પોતાની જ લાગણીનો વિચાર કર્યો, અને ગુનેગારો તથા તેમનાં કુટુંબીઓની એણે કંઈ પરવા કરી નહિ.

મંગળવારે ગામનો હવાલદાર નાતાલિયા પાસે આવ્યો. તે આ કુટુંબનો દોસ્ત હતો, એટલે નાતાલિયાએ તેને દારૂ અને નાસ્તો આપ્યો થોડો નાસ્તો ખાઈને હવાલદારે એને કહ્યું કે ફાંસી આવતી કાલે નથી દેવાની.

"કેમ?"

"એક કૌતક થયું છે. કોઈ ફાંસિયો જડતો નથી. મારો દીકરો કહે છે કે સરકાર કને મોસ્કોમાં એક ફાંસિયો છે, પણ હમણાંથી તે બહુ 'સુવર્તા' વાંચવાના નાદે ચડયો છે અને તેથી કહે છે કે 'હું હત્યા નહિ કરું.' તેણે પોતે જ ખૂન કરેલું અને એ કારણસર સખ્ત મજૂરીની તેને શિક્ષા થયેલી, અને હવે જ્યારે સરકાર ઊઠીને તેને હુકમ કરે છે

ભાઇસાહેબ ફાંસી આપવામાં વાંધા કાઢે છે. તેને કોરડા મારવાની ડરામણી દીધેલી, પણ તે તો કહે, 'મારવા હોય તો મારો કોરડા, પણ હું એ કામ નહિ કરવાનો.'"

નાતાલિયાના મગજમાં વીજળીની પેઠે કંઈક વિચાર આવ્યો, અને એના અંગમાં ચચરાટ થયો.

" આ મોતની સજાને બદલે કોઈ હળવી સજા હવે ન થઈ શકે ? "

" ન્યાયાધીશોએ તે ફરમાવી છે એટલે હવે ક્યાંથી થઈ શકે ? માફી બક્ષવાનો તો ફક્ત ઝારને જ અધિકાર છે. "

" પણ એને તો ખબર ક્યાંથી પડે ? "

" ઝારને અપીલ કરવાનો એ લોકોને હક છે. "

" પણ એ લોકો મરવાના છે તે મારે કારણે, " મૂરખી નાતાલિયા બકી ઊઠી. " અને હું એમને માફી આપું છું. "

હવાલદાર હસ્યો. " સારું, તો ઝારને એક અરજી મોકલો. "

" મોકલું ? "

" હા, હા, વળી. "

" પણ હવે વખત ભરાઈ નથી ગયો ? "

" તો તારથી મોકલો. "

" ખુદ ઝારને ? "

" હા, ઝારને. "

ફાંસિયાએ પોતાનું કામ કરવાની ના પાડી અને સાટે કોરડા ખાવાનું પણ કબૂલ કર્યું એ વાત સાંભળી નાતાલિયાનો આત્મા એકદમ પલટાઈ ગયો. ખેડુતોને મોતની સજા થયાના સમાચાર સાંભળ્યા તે ક્ષણે જ એના હૃદયમાં ત્રાસ અને દયાની લાગણી જન્મેલી, પણ આજ સુધી એણે તે ગૂંગળાવી રાખેલી. પરંતુ ફાંસિયાની હકીકત

જાણ્યા પછી તે દાબી દબાઈ નહિ, અને એના આખા આત્મામાં તે વ્યાપી ગઈ.

"ભાઈ ફિલિપ, મારા વતી એ તાર લખી નાંખો. એ લોકોને માફી બક્ષવા ઝારને મારે આજીજી કરવી છે."

હવાલદારે ડોકું ધુણાવ્યું. "એમ કરવાથી ક્યાંક આપણે માથે પીડા આવી પડે તો?"

"પણ હું મારી જુમ્મેદારીથી અરજ ગુજારું છું. તમારું એમાં નામ પણ નથી આપવાની."

"આ બાઈ કેટલી બધી ભલી છે!" હવાલદારને મનમાં થયું. "ખરેખર, બહુ દયાળુ હૃદયની છે. મારી બૈરી જો આવી હોતને તો અમારું જીવન અત્યારના જેવું ન હોત, પણ સ્વર્ગસમાન બનત." અને તેણે તાર લખ્યો:

'નેકનામદાર શહેનશાહ સલામતની હજૂરમાં. હું, આપ નામવરની વફાદાર રૈયત, ખેડૂતોને હાથે માર્યા ગયેલા પિટર નિકોલો સ્વાન્તીની વિધવા, શહેનશાહ સલામતને પવિત્ર ચરણે પડું છું (હવાલદારે જ્યારે આ વાક્ય લખ્યું ત્યારે તેને પોતાને એ બહુ જ ગમ્યું), અને ફલાણા પ્રાન્ત, જિલ્લા અને ગામના મોતની સજા પામેલા ફલાણા ફલાણા ખેડૂતોને માફી બક્ષવા આપ નામવરને આજીજી કરું છું."

હવાલદાર જાતે જઈને તાર મૂકી આવ્યો, એટલે નાતાલિયાને નિરાંત થઈ અને એ પ્રસન્ન થઈ. એણે ધાર્યું કે જે ધણીનું ખૂન થયું છે તેની વિધવાએ પોતે ઊઠીને ખૂનીઓને માફી બક્ષવા અરજ ગુજારી છે એટલે ઘણું કરીને તો ઝાર હવે માફીની ના નહિ પાડે.

## ૧૧

હમણાં લિસા ડ્રેરોપકિનના સતત સંક્ષોભના દહાડા ચાલતા હતા. પોતાને મળેલા બોધ મુજબનું ખરું ખ્રિસ્તી જીવન જેમજેમ એ ગાળતી ગઈ તેમતેમ તે જ ખરો માર્ગ છે એમ એની ખાતરી થતી ગઈ, અને એનું હૃદય આનંદથી ઊભરાવા લાગ્યું.

એની તાત્કાલિક નેમો બે હતી. એક નેમ એ કે મહિનને વાળવો; અથવા, એના મનની ભાષામાં કહીએ તો, તેનો સ્વભાવ મૂળે સુશીલ અને માયાળુ છે, એટલે તેને ઢંઢોળીને જાગ્રત કરવો. એને તેના પર પ્રેમ હતો, અને આ પ્રેમના પ્રકાશે બધા આત્માઓની પેઠે મહિનના આત્મામાં પણ જે દિવ્ય તણખો રહેલો હતો તે એની આગળ પ્રગટ કર્યો હતો. પણ, વિશેષમાં એને તો તેનામાં અસાધારણ રીતે માયાળુ અને મૃદુ હૃદય તથા ઉમદા મનનાં દર્શન થયેલાં. એની બીજી નેમ એ કે પોતાના સઘળા દ્રવ્યનો ત્યાગ કરવો. પ્રથમ એણે દ્રવ્યત્યાગનો નિશ્ચય કરેલો તે મહિનની કસોટી કરવાના હેતુથી; પણ હવે તો એ

પોતાની જ—પોતાના આત્માની જ—ખાતર એમ કરવા માગતી હતી. આ ઠરાવના અમલની શરૂઆત એણે એવી રીતે કરી કે જે કોઇ માગવા આવે તેને ધન આપવું. પણ તેમાં એનો બાપ વચ્ચે પડ્યો. વળી જાતે આવીને કે પત્ર લખીને પૈસાની માગણી કરનારાઓનું જે ટોળું એને ઘેરી વળ્યું તેથી પણ એ કંટાળી ગઈ. પછી એણે એવો ઠરાવ કર્યો કે જીવનભર સન્ત પુરુષ તરીકે વિખ્યાત થયેલા એક વૃદ્ધ પુરુષને પોતાની સઘળી સંપત્તિ સોંપી દેવી, અને તેનો તેની નજરમાં આવે તેવો સદુપયોગ કરવાની તેને વિનંતી કરવી. આ ઠરાવની ખબર પડી એટલે એનો બાપ એના પર ગુસ્સે થયો. એકવાર બાપદીકરી ચડભડી ઊઠ્યાં એમાં બાપે એને ગાંડી ચસકેલી કહી અને જણાવ્યું કે "તારા જીવનનો બધો ટેકો ટાળવા બેઠી છે તે અટકાવવાનાં પગલાં લીધા વિના નહિ રહું."

બાપની ખીજ ચેપી નીવડી. દીકરી પણ બધો કાબૂ ગુમાવી બેઠી. રોષથી કંપતાં કંપતાં એણે બાપને બખીલ અને જુલમગાર કહ્યો તથા તેના પ્રત્યે પાર વિનાની બેઅદબી બતાવી.

પાછળથી બાપની એણે માફી માગી. બાપે કહ્યું કે પોતે કંઈ એનાં વેણ ગણીને ગાંઠે બાંધ્યાં જ નથી. પણ એને સ્પષ્ટ દેખાયું કે બાપને માઠું લાગ્યું હતું અને ખરા હૃદયથી તેણે એને માફી નહોતી આપી. બાપ સાથેની બોલાચાલીની વાત મહિનને કરવાનું એને મન ન થયું; અને એની બહેનને તો મહિનના પ્રેમની અદેખાઈ આવતી હતી, તેથી એના પ્રત્યેનો તેનો ભાવ તો સઘળો ઊડી ગયો હતો.

"મારે પ્રભુ પાસે દોષની કબૂલાત કરવી જોઈએ," એને મનમાં થયું. આ બધું લેન્ટના* દિવસોમાં બનેલું, એટલે પ્રભુભોજનોત્સવની તૈયારી તરીકે ઉપવાસ કરવાનું તથા દોષશ્રોતા પાદરી પાસે પોતાનું મન ખાલી કરી ભવિષ્ય માટે પોતે શો નિર્ણય કરવો એ વિશે તેની સલાહ લેવાનું એણે નક્કી કર્યું.

પોતાના શહેરથી થોડે છેટે એક વિહાર હતો. તેમાં એક વૃદ્ધ પાદરી રહેતો હતો. તેના પવિત્ર જીવનને લીધે, તથા તેનાં પ્રવચનો અને ભવિષ્યકથનોને લીધે, તેમજ ચમત્કારી ઇલાજોની તેને વિશે વાતો ચાલતી તેથી લોકોમાં તેની પ્રતિષ્ઠા ખૂબ જામી હતી.

આ સાધુને લિસાના પિતાએ પત્ર લખેલો. તેમાં લિસાના આગમનના તેમજ એની અત્યારની સંક્ષુબ્ધ અવસ્થાના સમાચાર આપેલા, અને મધ્યમ પ્રતિપદાના માર્ગથી ન ચળતાં જીવનની વર્તમાન પરિસ્થિતિમાં કશી ઉથલપાથલ કર્યા વિના ખરા ખ્રિસ્તી તરીકે આચરણ રાખવાનો એને ઉપદેશ આપી એને તે સવળે માર્ગે દોરે એવી ઇચ્છા દર્શાવેલી.

લિસા સાધુ પાસે ગઈ ત્યારે તેની આગળ ઘણા લોકો આવી ગયા હતા અને તેથી તેને થાક લાગ્યો હતો. એટલે તેણે તો એને નમ્ર બનવાની ભલામણ કરીને તથા જીવનની વર્તમાન પરિસ્થિતિને વધાવી લઈ માબાપની આજ્ઞાનુસાર ચાલવાની શાન્તિથી શિખામણ આપીને જ પોતાનો ઉપદેશ આટોપ્યો. લિસાએ શાન્તિથી સાંભળવા માંડયું અને નમ્રતા વગેરેની વાત આવી ત્યારે શરમાઈ ગઈ તથા અંદરથી તપી

---

* ઈસ્ટર પૂર્વેનો ચાળીસ દિવસના ઉપવાસનો ગાળો

ગઈ. જ્યારે સન્તે ઉપદેશ પૂરો કર્યો ત્યારે પોતાનો પક્ષ રજૂ કરતાં પ્રથમ તો ડરતાં ડરતાં પણ આંખમાં આંસુ આણીને એણે જણાવ્યું કે ખ્રિસ્તનો આદેશ તો એવો છે કે તેની ભક્તિ કરવા માબાપનો પણ ત્યાગ કરવો. વળી વિશેષ આવેશમાં આવીને ખ્રિસ્ત વિશે પોતે જે સમજતી હતી તે એણે કહી બતાવ્યું. લોકોને બોધ આપતી વખતે સન્તનો સ્મિત કરવાનો રિવાજ હતો તે પ્રમાણે પહેલાં તો તેણે જરા સ્મિત કર્યું; પણ થોડી વાર પછી તે ઠંડો થઈ ગયો અને વારેવારે 'અરે ભગવાન!' કહીને લાંબા નિસાસા નાંખવા લાગ્યો. પછી તે બોલ્યો, "સારું, ત્યારે કાલે દોષ-નિવેદન માટે આવજે," અને કરચલીવાળા હાથે એને આશીર્વાદ આપ્યા.

બીજે દિવસે લિસા દોષનિવેદન માટે ગઈ, ત્યારે પાદરીએ આગલા દિવસની વાત કંઈ ઉચ્ચારી નહિ, પણ દોષની માફી આપી, અને કંઈ કારણ સમજાવ્યા વિના સંપત્તિત્યાગની એને ના પાડી.

લિસાની પવિત્રતા, એની પ્રભુપરાયણતા અને એનો ઉત્સાહી આત્મા એ બધાંની સન્તના હૃદય પર ઊંડી છાપ પડી. વર્ષો પૂર્વે સંસારનો સર્વથા ત્યાગ કરવાની તેને પણ ઇચ્છા થયેલી; પણ પાદરીમંડળને તેનાં પ્રવચનોથી ભારે આવક થતી હતી, એટલે તે મંડળે આ પ્રવૃત્તિ ચાલુ રાખવાનો તેને આગ્રહ કરેલો. આ આગ્રહ આગળ તેણે નમતું મૂકેલું, જોકે અન્તરમાં ઊંડેઊંડે તો તેને લાગેલું કે પોતાનું એ પગલું વાજબી નથી. લોકોમાં તેને વિશે વાતો ઊડતી કે તેનામાં મોટામોટા ચમત્કારો કરી બતાવવાની શક્તિ છે, પણ

ખરી રીતે તો તે પામર પુરુષ હતો, અને દુનિયા ઉપર તેણે જે ભૂરકી નાંખેલી તેથી તે મગરૂર થતો. પણ જ્યારે લિસાના આત્માની ઉચ્ચતા તેણે નીરખી ત્યારે પોતાના વાસ્તવ આત્માની પણ તેને સ્મૃતિ લાધી. પોતાના મૂળ આદર્શ કરતાં પોતે કેવો નિરાળો મનુષ્ય બની ગયો હતો તેનું તેને ભાન થયું અને તેના હૃદયની મૂળ મુરાદ પાછી તાજી થઈ.

લિસા આવી ગયા પછી તરત તે એકાન્તસેવી યતિ બન્યો, અને એક નિર્જન ઝૂંપડીમાં રહેવા ગયો. ત્રણ અઠવાડિયાં સુધી તે વિહારના દેવળનું પાદરી તરીકેનું પોતાનું કામ કરવા પણ આવ્યો નહિ. માસ*નો સમારંભ થઈ ગયા પછી તેણે એક પ્રવચન કર્યું અને તેમાં પોતાની જાતનાં તેમજ દુનિયાના પાપોની ધિક્કારપૂર્વક નિન્દા કરી અને સૌને પશ્ચાત્તાપ કરવાનો બોધ આપ્યો.

તે દહાડાથી પખવાડિયે પખવાડિયે ઉપદેશ આપવાનો તેણે નિયમ રાખ્યો. તેનાં પ્રવચનોમાં સૌ આકર્ષાવા લાગ્યાં, અને દિવસેદિવસે તેના શ્રોતાવર્ગની સંખ્યા વધતી ગઈ. ઉપદેશક તરીકેની તેની ખ્યાતિ અન્યત્ર પણ વિસ્તરી. તેનાં પ્રવચનોમાં અસાધારણ નિર્ભયતા અને નિખાલસપણું નીતરતાં અને સાંભળનાર પર ઊંડી અસર કરતાં.

---

*રોમન કેથલિક ધર્મની એક પ્રકારની પ્રાર્થના

## ૧૨

જેલમાંથી નાસી છૂટતી વખતે કરેલો સંકલ્પ વાસિલીએ ખરેખર અમલમાં મૂક્યો હતો. થોડા દોસ્તોની મદદ મેળવી ક્રષ્ણોપુ નામના લખેશરી વેપારીના ઘરમાં એણે ખાતર પાડ્યું. આ ક્રષ્ણોપુ કંજૂસ અને કાછડીછૂટો હતો એ વાત વાસિલી જાણતો હતો. એટલે તેના મેજમાંથી એણે ત્રીશ હજાર રૂબલ ઉઠાવ્યા, અને પોતાને ઘટિત લાગ્યું એવે ઠેકાણે તેનું દાન કરવા માંડ્યું. બધી રકમ ગરીબોની સેવામાં જ વપરાય અને પંડ પર તેમાંથી પાઈ પણ ન ખરચાય એટલા સારુ એણે દારૂ પીવો પણ બંધ કર્યો. આ દ્રવ્યમાંથી મદદ કરીને નિર્ધન કન્યાઓને એ સારે ઠેકાણે પરણાવી આપતો અને રણિયાનાં રણ છોડાવતો. અને આ બધાં દાન એ ગુપ્ત રીતે જ કરતો. એની ઇચ્છા ફક્ત આ દ્રવ્યનું સુમાર્ગે દાન કરવાની જ હતી. પોલીસનાં પણ પૈસા ભરી એણે મોં બંધ કર્યાં હતાં એટલે લાંબા વખત સુધી એનું કોઈએ કાંઈ પકડ્યું નહિ.

વાસિલીનું હૃદય તો હરખથી નાચવા લાગ્યું. આખરે જ્યારે એ પકડાયો અને એના પર કામ ચાલ્યું ત્યારે એણે અભિમાનપૂર્વક કબૂલ કર્યું કે તે જાડા વેપારીના પૈસા પોતે ચોર્યા છે. "એ મૂરખના મેજમાં પૈસા નકામા પડ્યા પડ્યા સડતા હતા, અને પોતાની પાસે કેટલા પૈસા છે તેનું પણ એને ભાન નહોતું, ત્યારે મેં તો એની લક્ષ્મીને છોડાવી કેટલાયે ભલા માણસોનાં કષ્ટ કાપ્યાં છે."

બચાવપક્ષના વકીલે એવું ડાવકું અને દિલસોજીભર્યું ભાષણ કર્યું કે વાસિલીને છોડી મૂકવાનું જ્યુરીને મન તો થયું, પણ છતાં એને કાયદાની રૂએ કેદની શિક્ષા ફરમાવવી પડી. વાસિલીએ જ્યુરીનો પાડ માન્યો અને જણાવ્યું કે ટૂંક મુદતમાં જ પાછો નાસી છૂટવાની પોતે તરકીબ કરશે.

## ૧૩

નાતાલિયાનો તાર નકામો નીવડ્યો. શહેનશાહના નામની અરજીઓનો નિકાલ કરવાને નિમાયેલી સમિતિએ ઝારને તે વિશે ખબર પણ ન આપવાનો ઠરાવ કર્યો, પણ એક દહાડો શહેનશાહ નાસ્તો કરતા હતા તે વખતે સ્વાન્તીખટલાની વાત નીકળી, અને આ સમિતિનો પ્રમુખ ત્યાં હાજર હતો તેણે સ્વાન્તીની વિધવા તરફથી મળેલા તારના ખબર આપ્યા.

"આપની કૃપા ભારે છે," શહેનશાહી કુટુંબની એક સ્ત્રીએ કહ્યું.

શહેનશાહે નિસાસો નાંખ્યો, અને આભરણોથી શણગારેલા ખભા સંકોચ્યા. "કાયદો," તે બોલ્યા, અને થોડો આસવ રેડવા જામ નોકર આગળ ધર્યો.

બધી હાજર વ્યક્તિઓએ શહેનશાહનાં શાણાં વેણનાં વખાણ કરવાનો ડોળ કર્યો. પછી તો પેલા તાર સંબંધી વિશેષ વિચારની જરૂર રહી જ નહિ. એટલે પેલા ડોસા અને

જુવાન પુરુષ એ બન્ને ખેડૂતોને ફાંસી મળી ગઈ. ફાંસીની ક્રિયા કઝાનના એક ઘાતકી તાર્તર કેદીએ કરી હતી.

ડોસાની બૈરીએ તેના શબને ધોળું પહેરણ, ધોળાં મોજાં, અને નવાં પગરખાં પહેરાવવાં હતાં, પણ કોઈએ એને પરવાનગી આપી નહિ. કબ્રસ્તાનની દીવાલ બહાર એક નાનો ખાડો ખોદી તેમાં બન્નેને ભેગા દફનાવ્યા.

"રાજકુમારી સોફિયા લાડીમી કહે છે કે એ સમર્થ ઉપદેશક છે," વૃદ્ધ રાજમાતાએ પોતાના પુત્રને એક દિવસ કહ્યું; "એને અહીં બોલાવો. શહેરના મોટા દેવળમાં એનું પ્રવચન ગોઠવાશે."

"ના, આપણા શાહી દેવળમાં વધુ ઠીક પડશે," શહેનશાહે કહ્યું, અને સાધુ ઇસિડોરને બોલાવવા હુકમ કર્યો.

બધા સરદારો અને મોટા અમલદારો શાહી દેવળમાં એકઠા થયા. આજે નામીચા ઉપદેશકનું પ્રવચન સાંભળવાનો પ્રસંગ હતો.

એક દૂબળો વૃદ્ધ પુરુષ આવ્યો, શ્રોતામંડળ ઉપર નજર નાંખી, અને પ્રભુસ્મરણ કરી પ્રવચન શરૂ કર્યું.

શરૂઆત તો ઠીકઠીક થઈ, પણ જેમજેમ પ્રવચન આગળ વધતું ગયું તેમતેમ વાત વણસતી ચાલી. શહેનશાહબાનુએ પાછળથી કહ્યું તેમ ઉપદેશકે સૌને આડાઅવળા ઝૂડવા માંડ્યા. સરકાર તરફથી થતી દેહાંતદંડની સજાઓની એણે વાત કાઢી અને આટલા બધા ગુનેગારો પેદા થાય એવી પરિસ્થિતિ ઉપજાવવા બદલ સરકારનો વાંક કાઢ્યો. ખ્રિસ્તી દેશની સરકાર આટલી બધી હત્યાઓ કેમ કરી શકે?

વ્યાખ્યાનની અસભ્યતા તથા ધૃષ્ટતા દેખીને તથા શહેનશાહને તે સાંભળતાં કેટલું બધું માઠું લાગશે એનો વિચાર કરતાં કરતાં સૌ એકબીજાના મોં સામે જોવા લાગ્યાં. પણ કોઈએ મોઢેથી એ વાત ઉચ્ચારી નહિ.

ઇસિડોરે જ્યારે 'આમીન' કહી પ્રવચન પૂરું કર્યું ત્યારે મુખ્ય ધર્માધિકારી એની પાસે આવ્યો અને પોતાને મળવા એને ફરમાવ્યું.

ધર્માધિકારી અને સરકારી વકીલની સાથે વાતચીત થયા પછી ઇસિડોરને પોતાના અસલ વિહારને બદલે સુઝડલ ઉપરના કેદખાનાવાળા વિહારમાં જવાનું ફરમાન થયું. આ વિહારનો અધ્યક્ષ પાદરી મિસેલ હતો.

## ૧૪

ઇસિડોરના પ્રવચનમાં જાણે કંઈ પણ કડવાશ ન હોય એવો મોં દેખાવ ધારણ કરવા લાગ્યા, અને કોઈએ તે પ્રવચનનો ઉલ્લેખ ન કર્યો. ત્યારે પણ સાધુના શબ્દોએ પોતા પર કશી અસર કરી ન હોય એવું ગાંભીર્ય જાળવી રાખ્યું. ત્યાં ફાંસી પામેલા પેલા બે ખેડૂતો અને તેમને માફી બક્ષવા પ્રાર્થના કરનાર સ્વાન્તીની વિધવા એ બધાં વિશે તે દિવસે સૂતાં પહેલાં એક કે બે વાર મનમાં વિચાર ચાલેલા ખરા એ તેની જાણબહાર નોંધાતું. તે દિવસે શહેનશાહને લશ્કરની કવાયત જોવા જવાનું હતું. ત્યાંથી તે ફરવા ગયા; પછી મન્ત્રીમંડળની મુલાકાતનો વારો આવ્યો; અને પછી વાળુ; અને છેલ્લે પછી નાટકશાળા. નાટકશાળામાંથી આવ્યા બાદ જેવું તેણે ઓશીકા પર માથું મૂક્યું કે તરત હમેશ મુજબ તેને ઊંઘ આવી ગઈ. પરંતુ રાતમાં એક દારુણ સ્વપ્નું આવવાથી તે ઝબકી ઊઠ્યો. સ્વપ્નામાં તેણે એક વિશાળ ખેતર જોયું અને ત્યાં માંચડા ઉપર મડદાં લટકતાં

દેખ્યાં; મુડદાંના મોઢામાંથી જીભ લબડતી હતી અને તેનાં ધડ તરફડિયાં મારતાં હતાં. અને પછી કોઈએ બૂમ મારી કે "તેં — તેં જ — આ બધું કર્યું છે." ઊંઘમાંથી ઝબકી ઊઠ્યો ત્યારે ઝાર પરસેવાથી નાહી ગયો, અને વિચારમાં પડી ગયો. જિંદગીભરમાં પહેલી જ વાર તેને પોતાને માથે રહેલી જવાબદારીઓનો વિચાર આવ્યો, અને તેને વૃદ્ધ ઘસિડોરનાં વેણ પાછાં યાદ આવ્યાં.

પણ પોતાની જાતનું કેવળ માનવ વ્યક્તિ તરીકેનું દર્શન તો તેને અતિ ઝાંખુંઝાંખું જ થયું. ઝાર તરીકેનાં કર્તવ્યો આડે પોતાની શુદ્ધ માનવ તરીકેની હાજતો અને ફરજોનો વિચાર કરવાની તેને ફુરસદ જ નહોતી. આ દશામાં ઝાર તરીકેનાં કર્તવ્યો કરતાં માનવી તરીકેનાં કર્તવ્યો વધુ મહત્ત્વનાં છે એ સત્યની તો તેને ઝાંખી ક્યાંથી જ થાય?

# ૧૫

પહેલાં સ્વાન્તીની જાગીર પર નોકર હતો તે પ્રોકોફી બીજીવાર જેલમાં જઈ આવ્યા પછી અગાઉના જેવો ચપળ, હસીલો, અને વરણાગિયો વેશ ધારી ફરતો જુવાન નહોતો રહ્યો. હવે તે છેક બેહાલ થઈ ગયો હતો. કેફ ન કર્યો હોય ત્યારે તે એદી થઈને બેસતો અને બાપ ગમે તેટલાં મહેણાં મારે તોપણ કંઈ પણ કામ ન કરતો. વળી આખો દહાડો તે ચોરની નજરે ટાંપીને બેસતો અને કંઈ હાથમાં આવે તો ખાનુંમાનું લઈને પીઠામાં આપી તેનો દારૂ પી આવતો. ઘેર આવ્યો ત્યારે તે આળસુ થઈને પડ્યો રહેતો અને ઉધરસ ખાધા કરતો તથા બળખા કાઢ્યા કરતો. તે દાક્તર પાસે ગયો ત્યારે દાક્તરે છાતી તપાસી માથું ધુણાવ્યું.

"ભાઈ, આ રોગમાં તો ખૂબ સગવડ અને ઘણાં સાધનો જોઈએ., પણ તારી પાસે તો કશાની જોગવાઈ લાગતી નથી."

"ભાઈસાબ, મોટો વાંધો એ જ છે."

"ખૂબ દૂધ પીવાનું રાખ અને બીડી છોડી દે"

"હમણાં તો રોજ ચાલે છે અને દૂઝાણું તો અમારે ત્યાં નથી."

એકવાર વસન્તઋતુમાં તેને ઊંઘ આવતી નહોતી, અને દારૂની તલપ થઈ આવી હતી. પીઠે લઈ જવાય એવી ઘરની કોઈ ચીજ હાથમાં આવે એવું નહોતું. એટલે ટોપી માથે મૂકીને તે બહાર નીકળ્યો. ચાલતાં ચાલતાં તે પાદરીના ઘર પાસે આવ્યો. આ મકાનમાં પાદરી અને તેનો મદદનીશ બન્ને ભેળા રહેતા હતા. આ મદદનીશનો દાંતાળો આંગણાની વાડને અઢેલીને મૂકયો હતો. પ્રોકોફી વાડ નજીક ગયો, દાંતાળો ખભે ચડાવ્યો, અને પેટ્રોના નામની બાઈના પીઠાનો રસ્તો લીધો. તેણે ધારેલું કે દાંતાળાના સાટામાં એ બાઈ દારૂની એકાદી બાટલી આપશે. પણ તે થોડાં જ ડગલાં ચાલ્યો હશે એટલામાં તો પાદરીનો મદદનીશ ઘર બહાર આવ્યો. મળસકું થઈ ગયું હતું એટલે એણે પ્રોકોફીને દાંતાળો ઉપાડી જતો જોયો.

"અરે, આ શું!" એણે પડકારો કર્યો.

આસપાસના પડોશીઓ ઘરમાંથી નીકળી આવ્યા. પ્રોકોફીને પકડ્યો, પોલીસથાણે લઈ ગયા, અને તેને અગિયાર મહિનાની કેદની શિક્ષા થઈ. પછી શિયાળો આવ્યો એટલે પ્રોકોફીને જેલના દવાખાનામાં ફેરવ્યો. તેને સખ્ત ઉધરસ આવતી હતી અને મહેનતથી તેને દમ ચડતો હતો. વળી તેને પૂરતી ગરમી પણ મળતી નહોતી. વધુ મજબૂત બાંધાના હતા તે તો જેમતેમ કરીને ટાઢ વેઠી લેતા હતા, પણ પ્રોકોફી તો રાતદહાડો ટાઢથી થરથર્યા કરતો હતો, કેમકે ખરચ બચાવવા માટે જેલનો ઉપરી નવેમ્બર પહેલાં દવાખાનામાં સગડી ચેતાવતો નહોતો.

પ્રોકોફીના શરીરની બહુ દુર્દશા થઈ હતી અને તેના આત્માની તો વળી એથીયે વિશેષ થઈ હતી. પોતાની પરિસ્થિતિથી તે કંટાળી ગયો હતો અને દરેકને ધિક્કારતો હતો. પાદરીના મદદનીશને, સઘડી સળગાવવા નહોતો દેતો તે જેલના ઉપરીને, સંત્રીને, અને પડખેના ખાટલામાં સૂતેલા રાતા સૂજેલા હોઠવાળા માણસને, — એ બધાંને તે ધિક્કારતો હતો. વળી દવાખાનામાં જે નવા ગુનેગારને લઈ આવ્યા હતા એને પણ તે ધિક્કારવા લાગ્યો હતો. આ ગુનેગાર તે સ્ટિપન હતો. એને માથામાં કંઈક રોગ થયો હતો એટલે એને દવાખાનામાં લાવ્યા હતા અને પ્રોકોફીની પડખેના ખાટલામાં સુવાડચો હતો. થોડા વખત પછી સ્ટિપન પ્રત્યેનો ધિક્કાર ચાલ્યો ગયો અને પ્રોકોફીને તો ઊલટી એની સાથે ખુબ માયા બંધાઈ. એની જોડે વાતો કરવામાં તેને બહુ મઝા પડતી. સ્ટિપન જોડે વાત કર્યા પછી જ એની બળતરા ઘડીભર મટતી. સ્ટિપન જેને મળતો તેને પોતે કરેલા છેલ્લા ખૂનની તથા તેથી પોતાના હૃદય પર થયેલી અસરની વાત કરતો.

"અરે, તેણે ચિચિયારી તો ન જ કરી," એણે પ્રોકોફીને કહ્યું, "પણ ડગલુંયે ખસી પણ નહિ. 'મારી નાખ! આ ઊભી!' એ બોલી; 'પણ હત્યા મારા જીવની નથી થતી, તારા જીવની થાય છે!'"

"બરાબર, હત્યા કરવી એ તો બહુ વસમું છે. એક દહાડો મારે ઘેટું હલાલ કરવાનો પ્રસંગ આવેલો, પણ એટલામાંયે હું અડધો ગાંડા જેવો થઈ ગયેલો. મેં કોઈ જીવની હત્યા કરી નથી; અને તોય આ ચંડાળો શું કામ મારો જીવ લઈ જતા હશે? મેં કોઈનું ભૂંડું કર્યું નથી..."

"એ બધું ધ્યાનમાં લેવાશે."

"કોણ ધ્યાનમાં લેવાનું હતું?"

"ઈશ્વર. બીજું કોણ વળી?"

"ભાઈ, ઈશ્વરની હયાતીની કશી નિશાની આજ સુધીમાં મેં દીઠી નથી, એટલે હું તો ઈશ્વરને માનતો નથી. માણસ મરે ત્યારે એની ઘોર ઉપર ઘાસ ઊગવાનું અને પછી બધું ખલાસ!"

"એમ માનવામાં તારી ભૂલ થાય છે. મેં આટલાં બધાં ખૂન કર્યાં છે, ત્યારે પેલી બાઈ બિચારી સૌની સેવાચાકરી કરતી હતી. હવે તું શું એમ માને છે કે તેની અને મારી બન્નેની સરખી ગતિ થવાની? નહિ જ. થોડો વખત વાટ જોવાની, એટલું જ."

"ત્યારે તું એમ માને છે કે માણસ મરી ગયા પછી પણ એનો આત્મા જીવતો રહે છે?"

"ખચીત; સાચે તે જીવતો રહે છે."

જ્યારે મોત પાસે આવ્યું ત્યારે પ્રોકોફીની પીડા વધી પડી. પૂરો શ્વાસ પણ તેનાથી નહોતો લેવાતો પણ છેક અન્તકાળે તેની સઘળી પીડા એકદમ શાન્ત થઈ ગઈ હોય એવું તેને લાગ્યું. તેણે સ્ટિપનને પાસે બોલાવ્યો. "રામ-રામ, ભાઈ," તે બોલ્યો. "હું જોઉં છું કે મોત આવી પહોંચ્યું છે. પહેલાં મને તેની બહુ બીક લાગતી હતી, પણ હવે મને કંઈયે થતું નથી. હવે તો હું એટલું જ માગું છું કે ઝટ છૂટકો થાય તો સારું."

## ૧૬

દરમ્યાન યુજીન મિહિલેની બાજી બગડતી ચાલી હતી. વેપારરોજગારમાં બહુ મંદી આવી ગઈ હતી. શહેરમાં એક નવી દુકાન હરીફાઈમાં ઊભી થઈ હતી, એટલે એની ઘરાકી ઓછી થઈ જતી હતી, અને વ્યાજ તો ચડ્યે જતું હતું. વળી એણે બીજી રકમ વ્યાજે લીધી. આખરે એની દુકાન અને બધો સરસામાન હરાજ થવાનો પ્રસંગ આવ્યો. દુકાન હાથમાંથી જતી રાખવા માટે ચારસો રૂબલની જરૂર હતી. આટલી રકમ ઊભી કરવા માટે યુજીન અને એની વૈરીએ દરેક ઓળખીતા આગળ માગણી કરી જોઈ, પણ ક્યાંયે નાકડો બાઝ્યો નહિ.

યુજીનની વૈરીને શાહુકાર ક્રષ્ણોપુની રખાત જોડે સારો સંબન્ધ હતો. એટલે તેની પાસેથી કંઈક મદદ મળવાની આશા હતી. ત્યાં તો ક્રષ્ણોપુને ઘેર ગંજાવર રકમનું ખાતર પડ્યાના ખબર મળ્યા. કોઈ કહે પાંચ લાખ રૂબલની રકમ હતી. "અને ચોરીમાં કોનું નામ દેવાય છે એ જાણે

છે ?" યુછન એની બૈરીને કહ્યું. "આપણે ત્યાં પગી હતોને તે વાસિલીનું. લોકો કહે છે કે એણે પૈસા ઉડાવવા માંડ્યા છે અને પોલીસને લાંચ આપી વશ કરી લીધા છે."

"હું તો એ લુચ્ચાને પહેલેથી વરતી ગઈ'તી. જુઓને આપણે ત્યાં હતો ત્યારે જ એણે કેવા જૂઠા સોગંદ ખાધા'તા ? પણ વાત આટલે સુધી વધશે એવું કંઈ ધાર્યું નો'તું."

"મેં સાંભળ્યું છે કે હમણાં જ એ આપણા ઘરના ચોગાનમાં આવેલો. રંધવારી કહે છે કે ચોક્કસ એ જ હતો. તે તો વળી એમ પણ કહેતી હતી કે ગરીબ કન્યાઓને પરણવામાં એ મદદ આપે છે."

"એ તો એવી ખોટીખોટી વાતો જોડી કાઢવાની એ નવરીઓને ટેવ જ હોય છે. બધું ગપ."

તે જ પળે ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેરીને કોઈ અજાણ્યો માણસ એની દુકાનમાં આવ્યો.

"શું કામ છે ?"

"આ તમારા નામનો કાગળ છે."

"કોણે મોકલ્યો ?"

"વાંચોને એટલે ખબર પડશે."

"જવાબ નથી જોઈતો ? ઘડી ઊભા રહે."

"ના, તે બને એમ નથી." કાગળ આપીને તે માણસ જતો રહ્યો.

"આ વળી નવો નવાઈનો સંદેશો !" યુછન બોલ્યો. પરબીડિયું ફોડ્યું ત્યાં તો તેમાંથી ચારસો રૂબલની નોટો સરકી પડી. આ જોઈને એ તો આભો જ બની ગયો. "ચારસો રૂબલ !" એ બોલી ઊઠ્યો અને પોતે સમણામાં

છે કે નહિ એની તપાસ કરવા લાગ્યા. "આ શો ચમત્કાર!"

પરબીડિયામાં એક ખોટી જોડણીમાં લખેલો યુજીનના નામનો કાગળ પણ હતો. "શાસ્ત્રમાં કહ્યું છે કે" કાગળમાં લખેલું, "અપકારના બદલામાં ઉપકાર કરવો. તમે મારું ભૂંડું કરવામાં બાકી નથી રાખ્યું: અને પેલા કૂપનવાળા મુકદ્દમામાં તમે મારે હાથે ખેડૂતને જબરો અન્યાય કરાવેલો. છતાં મને તમારી દયા આવે છે. આ સાથે ચારસોની નોટ છે. તે લઈને તમારા પગી વાસિલીને યાદ કરજો."

"ભારે અચરજની વાત!" યુજીને પોતાના મનને તેમ પોતાની સ્ત્રીને કહ્યું. અને જ્યારેજ્યારે એને આ પ્રસંગ યાદ આવતો, અથવા તે વિશે પોતાની સ્ત્રી સાથે વાત કરતો, ત્યારેત્યારે એની આંખમાંથી આંસુની ધાર થતી.

## ૧૭

સુઝડલ વિહારના કેદખાનામાં ચૌદ પાદરીને પૂર્યા હતા. આ સર્વનો વાંક ફક્ત એટલો જ કે તેઓ રૂઢ ધર્મની સામે થયા હતા. ઇસિડોરને પણ અહીં જ મોકલેલો. મળેલી સૂચના મુજબ પાદરી મિસેલે તેના પ્રત્યે વર્તન રાખ્યું અને તેની સાથે વાત સરખા પણ કર્યા વિના તેને ગંભીર ગુનેગાર ઠરાવી એક નિરાળી કોટડીમાં પૂરવાનો હુકમ કર્યો. પખવાડિયા પછી મિસેલ કેદખાનાની તપાસે નીકળ્યો ત્યારે ફરતાં ફરતાં ઇસિડોરની કોટડીમાં આવ્યો અને તેને કંઈ કહેવું હોય તો કહેવા સૂચવ્યું.

"કહેવાનું તો ઘણું છે," ઇસિડોરે ઉત્તર આપ્યો, "પણ બીજા કોઈની હાજરીમાં કહેવાય એમ નથી. એકાન્તમાં કહું."

મિસેલ સાથેનાં માણસોએ આ સાંભળી એકબીજા સામે જોયું. પણ મિસેલને લાગ્યું કે ઇસિડોર ભણીથી કશો ડર રાખવા જેવું નથી, એટલે એણે તેને પોતાના ખંડમાં બોલાવ્યો, અને પછી કહ્યું:

"વારુ, હવે આપણે એકલા જ છીએ. બોલો."

ઇસિડોર ઘૂંટણીએ પડ્યાં.

"ભાઈ," ઇસિડોર બોલ્યો, "તારી જાતની આ તું શી વલે કરી રહ્યો છે? તારા આત્મા ઉપર તો જરા દયા રાખ. જગતમાં પાખંડીઓનો પાર તો તું જ છે. બધી પવિત્ર ભાવનાઓ સામે તેં દ્રોહ કર્યો છે..."

એક મહિના કેડે મિસેલે પોતાનું નિવેદન મોકલ્યું તેમાં જણાવ્યું કે ઇસિડોરે પશ્ચાત્તાપ દર્શાવ્યો છે માટે તેને છોડી મૂકવો જોઇએ. વળી એણે બીજા કેદીઓના પણ છુટકારાની તેમાં માગણી કરી અને તે પછી એણે પોતાની જગાનું રાજીનામું આપ્યું.

## ૧૮

દસ વરસ વીતી ગયાં. મિટિયા સમકોનીએ કલાભવનનો અભ્યાસ પૂરો કર્યો હતો. અત્યારે એ સાઈબીરિયાની સોનાની ખાણોમાં ઇજનેર હતો અને ત્યાં એને મોટો પગાર મળતો હતો. એક દિવસ એ પરગણામાં ફરવા નીકળવાનો હતો. એ વખતે ત્યાંના સૂબાએ સ્ટિપન નામે એક ગુનેગાર મુસાફરીમાં સાથે રાખવા એને સોંપ્યો.

"તમે તો કહો છો કે એ ગુનેગાર છે, ત્યારે પછી એવા માણસનો સાથ ભયંકર ન ગણાય?"

"આ ગુનેગારનો નહિ. આ તો સાધુ પુરુષ છે, ગમે તેને પૂછી જુઓને, સૌ એમ જ કહેશે."

"ત્યારે એને અહીં કેમ મોકલેલો?"

સૂબો હસ્યો, "એણે છ ખૂન કર્યાં છે, અને છતાં એ સાધુ પુરુષ છે. હું એનો જમાન થાઉં છું."

મિટિયા સમકોનીએ સ્ટિપનને સાથે લીધો. સ્ટિપનનું શરીર હવે કૃશ થઈ ગયું હતું. તેને માથે ટાલ પડી હતી,

અને ચામડી કાળી થઈ ગઈ હતી. મુસાફરીમાં તે મિટિયાની પોતાના દીકરા જેટલી સંભાળ લેતો. તેણે એને પોતાની વાત કહી—પોતાને અહીં શાથી મોકલેલો અને હવે પોતાનું જીવન કેવા પ્રકાશથી ભરપૂર બન્યું છે એ તેણે જણાવ્યું.

અને નવાઈ જેવી બીના તો એ બની કે મિટિયા સમજ્ઞાની આજ સુધી દારૂ, મિષ્ટાન્ન અને જુગારમાં રાતદહાડો મશગૂલ રહેતો હતો તેને સૌથી પહેલીવાર જીવન એટલે શું એનો વિચાર આવ્યો. અને એકવાર આવ્યા પછી આ વિચારોએ તેનો પીછો છોડ્યો નહિ પણ એની રહેણીમાં સદંતર પરિવર્તન કર્યું. કેટલાક વખત પછી એને એક મોટો હોદ્દો મળ્યો, પણ એણે તેનો અસ્વીકાર કર્યો, અને પોતાની પાસે એકઠા થયેલા પૈસાથી એક જાગીર ખરીદી, લગ્ન કરી, ખેડૂતવર્ગની સેવા પાછળ જિંદગી ગાળવાનો ઠરાવ કર્યો.

## ૧૮

એણે આ બધા મુરાદો બર આણી. પણ જાગીર પર વસવાટ કરતાં પૂર્વે એ પોતાના પિતા પાસે ગયો. આજ સુધી એને તેની સાથે બનતું નહોતું, અને એનો પિતા પોતાના નવા કુટુંબ સાથે જુદો રહેતો હતો. પણ હવે સમાધાન કરવાનો મિટિયાને વિચાર થયો. આ વાત જાણીને ડોસાને પ્રથમ તો અજાયબી થઈ, અને દીકરામાં થયેલું પરિવર્તન દેખી તે હસ્યો; પણ થોડા વખત પછી તેણે દીકરાનો વાંક કાઢવો મૂકી દીધો અને તેને લાગ્યું કે ઘણે પ્રસંગે તો વાંક એનો નહિ પણ પોતાનો જ હતો.